વર્ષ સુધી અનુભવ કરીને પ્રસીદ્ધ કરેલું

# પુષ્ટી પ્રકાશ.

શક્તી–પુષ્ટી અને બળ વધારનારા
ગુપ્ત પ્રયોગોનો સંગ્રહ.


યોજક:—
વૈદ ધીરજરામ દલપતરામ–પ્રાણાચાર્ય
અને ભીષક્રત્ન.
નીઘંટમાળા ભાગ ત્રીજો–ચોથો અને પાંચમો
તેમજ
આયુર્વેદના અનુભવેલાં ઓષધો, આયુર્વેદના
ચૌદ રત્નો, અર્શરોગ, અને તેના ઉપાયો.
વિગેરેના કર્તા.



પ્રકાશક:—
દેવેન્દ્રનાથ ધીરજરામ ડાક્ટર.
સી આઈ., સી ટી. ડી. એ. બી ટી. (ઇંગ્લાંડ)
રૂવાળાનો ટેકરો–સુરત.

છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક.
'અનાવિલ બંધુ' પ્રી. પ્રેસ બરાનપુરી ભાગળ,
બાજીવાળી પોળ–સુરત.

૧૫૫૬૨

—ઃહમારા દવાખાનામાં :—

## બહાર ગામના દરદીઓ માટે ખાશ.

# સગવડ.

જે દરદી પોતાના રોગની સંપૂર્ણ હકીકત વિગતવાર લખી મોકલશે તેને હમો આયુર્વેદીક ઔષધો જેવાં કે ભસ્મો, રસો, ... રસો, ગુગળો, માત્રાઓ, રસસીંદુરો, સુવર્ણસીંદુરો, તથા સ... ચંદ્રોદય, વિગેરે ઉંચી જાતના ઔષધોમાંથી દરદીના રોગના ... જે ઔષધ આપવું ઘટીત હશે તેમાંથી યોગ્ય ઔષધ માત્ર માસના પાંચ રૂપીઆ લેખે ફી લઈને મોકલી આપીશું પરંતુ પણ દરદીને પંદર દીવસ કરતાં ઓછા દીવસની દવા આપીશું ન તેમજ કોઈને પણ ખાસ કારણ વગર એક માસ કરતાં વધારે ...સની દવા એક સામટી આપીશું નહી.

પત્ર વહેવાર કરનારે જવાબને માટે ટીકીટ બીડવી. ટીકી... બીડયા વગર કોઈને જવાબ આપવામા આવશે નહી તેમજ વગર કારણની નિરર્થક શંકાઓના જવાબ આપવામાં આવશે નહી પત્ર વહેવાર નીચેના સરનામે કરવો.

# હમારે ત્યાં મળતાં વૈદકના પુસ્તકો.

## સ્વર્ગસ્થ વૈદરાજ તીલકચંદ તારાચંદ કૃત.

| | |
|---|---|
| નીબંધમાળા ભાગ ૧ લો | કી. રૂ. ૧) |
| નીબંધમાળા ભાગ ૨ જો | કી. રૂ. ૩) |

## હમારા તરફથી બહાર પડેલા પુસ્તકો.

| | |
|---|---|
| નીબંધમાળા ભાગ ૩ જો | કી. રૂ. |
| નીબંધમાળા ભાગ ૪ થો અથવા રસાયણ સાર | કી. રૂ. |
| નીબંધમાળા ભાગ ૫ મો અથવા ચામડીના રોગો અને મલમપટા | કી. રૂ. |
| અષ્ટવીધ પરીક્ષા અથવા કાળજ્ઞાન | રૂ. ૮ |
| આર્યુવેદીક અનુભવમાળા | કી. રૂ. ૮ |
| પુષ્ટી પ્રકાશ | કી. ૦-૬- |

**વૈદ ધીરજરામ દલપતરામ પાણાચાર્ય**

દવાખાનું—રવાગાને ટેકરે—સુરત.

# સજ્જન વૈદ્યરાજ બંધુઓ અને આર્યુવેદ પ્રેમી સદ્‌ગૃહસ્થો.

આપ જાણોછો કે, વર્તમાન સમયમાં જનસમુદાય કેટલો બધો આગળ વધ્યો છે. અને હજુ તે કેટલો આગળ વધશે તેની ધારણા અત્યારથી કલ્પી શકાય એમ નથી. પરંતુ એક બાબત તો ખાસ દેખાઈ આવે છે કે, હાલના યુવક વર્ગની વૃતી પોતાના શરીરમા શકતી, પુષ્ટી અને બળ વધારવા તરફ લાગી ગઈ છે, કારણ તેઓ એમ સમજે છે કે હવેનો જમાનો માઇ માંગલા જેવી સ્થીતિમાં ગાળવાનો નથી પણ પોતે પોતાનુ અને પોતાના કુટુંબનું રક્ષણ કરવાને શકતીવાન, બળવાન, અને બુદ્ધીવાન થવાની ખાસ જરૂર છે. માટે તેઓ હંમેશા શક્તિ પુષ્ટી અને બળવાન બનવાના વસ્તુઓ શોધે છે, ન્યુસ પેપરો, મ સીકા, અને વર્તમાન પત્રો, વાંચીને તેમાથી શકતી, પુષ્ટી, અને બળ વધારનારી ચમત્કારી દવાઓની જાહેર ખબરો વાંચે છે. અને તેમાની દવાઓ મહીના બે મહીના ખાય છે. પરતુ જ્યારે પોતાને કોઈ પ્રકારનો લાભ દેખાતો નથી એટલે વળી એવીજ બીજી વસ્તુની શોધમાં ફરે છે. અને કોઇ સાધુ બાવા કે વૈદરાજ કોઇ ઢોંગી સોંગીના ઝપાટામાં આવી જાય છે. અને તેમા પણ સેંકડો રૂપીઆની ખરાબી કરે છે એટલુજ નહી પણ જો ફક્ત પૈસાની ખરાબીમાંજ પતી જતું હોય, તો તો જાણે ઠીક છે, પરંતુ પૈસાની સાથે પોતાની જાતની પણ પુશ્કળ ખરાબી થાય છે, કારણ સકતીની દવાઓમાં, કેટલાક જાહેર ખબરીઆ વૈદ બની બેઠેલા ઘણી જાતની ગરમ અને ઉત્તેજીત વસ્તુઓ વાપરે છે. જેથી તેવી વસ્તુઓ ખાનારને શરીરમાંની ગરમી વધી પડી., રીસાઓ પ્રથમ ચેતન થઈ પાછળથી એટલી બધી ઢીલી પડી જાય છે કે, જેને સુધારવાને પુષ્કળ મહેનત કરવી પડે છે, અને જો કોઇ સારો અનુભવી વૈદ મળે તો તે સુધરે છે નહી તો આખી જીંદગીની બરબાદી થાય છે, માટે હમો આવી જાહેરખબરીઆ વસ્તુઓ વાપરનારાઓને ખાસ ચેતવણી આપીએ છીએ કે તેઓએ આવી વસ્તુઓ વાપરતા પ્હેલા ખુબ ખાત્રી કરવી, નહી તો તન-મન, અને ધન એ ત્રણે વસ્તુનો નાશ થશે, અને શક્તિ મેળવવા જતાં આખી જીંદગી દુઃખમાં અને રોગી દશામાં ગાળવી પડશે.

ઉપરની બાબત દુર કરવાને હમે ખાસ મારા પીસ્તાલીસ વર્ષના અનુભવના આધારે શકતી, પુષ્ટી અને બળ વધારવાના ખાસ અનુભવેલા

અને દરેક માણસ પોતે પોતાના હાથે બનાવી શકે એવા સહેલા સસ્તા અને બીનજોખમી તાત્કાળીક ફાયદો કરનાર ઉપાયોનું આ પુષ્ટી પ્રકાશ નામનું પુસ્તક પ્રસીદ્ધ કર્યું છે અને તે આપને મોકલ્યુ છે. આગળ હમે હમારા અનુભવના," "આયુર્વેદના ચોદ રત્નો," "આયુર્વેદના અનુભવેલા ઉપાયો" "અર્શરોગ અને તેના ઉપાયો" એ ત્રણ પુસ્તકો ભેટ તરીકે આપ્યા છે. અને તે વૈદરાજોને તેમજ ઇતર ગૃહસ્થોને એટલાં બધા પ્રીય થઈ પડયા છે કે જેની માગણીઓ હજુ ચાલુજ રહી છે. જેથી હમે ઉપરના ત્રણે પુસ્તકો, અને તે સિવાય બીજા કેટલાક હમારા ખાસ અનુભવેલા ઉપાયોનો વધારો કરીને "આયુર્વેદીક અનુભવ માળા" ના નામથી પુસ્તક પ્રસીદ્ધ કરયું છે. જેની કીમ્મત વૈદરાજો 'પાસે માત્ર આઠ આના લેવામાં આવે છે, ઉપરના ત્રણે પુસ્તકો હવે બીલકુલ ખલાસ થઇ ગયા છે. માટે હવે તે મળી શકશે નહી. પણ ઉપરનું આઠ આનાની કીમ્મતનું પુસ્તક મંગાવશો એટલે ઉપરના ત્રણ પુસ્તકો ઉપરાંત બીજા પણ ઘણા અનુભવેલા ઉપાયોનું પુસ્તક આપ મેળવી શકશો.

છેવટ વૈદરાજોને પ્રાર્થના કરવામાં આવે છે કે આ "પુષ્ટી પ્રકાશ" પુસ્તકમાંના ઉપાયો આપ બનાવીને આપના ગ્રાહકોને ખવાડશો તો જરૂર આપને યશ, કીર્તી અને ધન પ્રાપ્ત થશે. એટલુંજ નહી પણ જેઓ જાહેર ખબરોની દવા ખાઈને નીરાશ થયા હશે તેઓના મનમાં આ પુસ્તકમાંની દવા ખાવાથી આયુર્વેદ પ્રત્યે અત્યંત ભાવ પ્રગટ થશે.

ચેતવણી:—આ પુસ્તકમાની કોઈપણ દવા બનાવવી-તેમાં ખાશ કાળજી રાખવી કે—વછનાગ, ભાગ, વીગેરે ઝેરી વસ્તુની બરાબર શુદ્ધી કરવી તેમજ ભસ્મો પણ ખાશ ખાત્રીની વાપરવી તેમજ વશાણાની કોઈ અજાણી વસ્તુ નહી મળી શકે તો તે વસ્તુ હમારી પાસેથી મંગાવવી. હમારે ત્યાં બધી જાતની ભસ્મો તેમજ શુદ્ધ હીંગલોક, વીગેરે વસ્તુ વ્યાજબી ભાવે મળશે. હમારે ત્યા જે ખાશ અનુભવી દવાઓ મળે છે તેનું સુચીપત્ર આ સાથે સામેલ છે માટે તે વાંચીને જે વસ્તુ જોઈએ તે હમારે ત્યાંથી મંગાવી લેવી.

હમારૂ ઠેકાણું:—

**વૈદ ધીરજરામ દલપતરામ પ્રાણાચાર્ય.**

**ઠે૦ રૂવાળાને ટેકરે—સુરત.**



# ખાશ અનુભવેલા ઉપાયો

# "પુષ્ટી પ્રકાશ."

**ચુર્ણોની બનાવટ:**—ચુરણો બનાવવામાં જે જે વસાણુ લેવાના હોય તે ખાશ કરીને શુદ્ધ અને તાજાં લેવાં એટલુંજ નહી પણ દરેક વસ્તુને બરાબર સાફ કરીને પછી સારી રીતે ખાંડી-વસ્ત્રથી ચાળી, ચુર્ણમાં ગોળ સાકર વિગેરે મેળવવાનું લખ્યું હોય તે પ્રમાણે મેળવવા. હીંગ હમેશા ચુરણમાં સેકીને નાખવી તેમજ જે ચુર્ણને ઘી-મધ-માખણ વિગેરેમાં ચાટવાનું લખ્યું હોય તો તે ચુરણના વજન કરતાં બમણું અથવા ચાર ઘણું લેવું ને ચુર્ણને ભાવના દેવાનું લખ્યું હોય, તો તે વસ્તુ ચુર્ણના વજનથી બમણી લેવી. એટલુંજ નહી પણ દુધપાક જેવું થાય તે પ્રમાણે રસ વીગેરે નાંખવું. જો વીશેષ ભાવના દેવાની હોય તો પ્રથમની ભાવના આપતાં તે વસ્તુ ઘુંટી ઘુંટીને સુકી થાય ત્યારે બીજી ભાવના દેવી. ચુરણો જેમ બને તેમ ઝીણા કરવા. કારણ જેમ જેમ ચુરણ ઝીણું થાય તેમ તેના પરમાણું છુટા પડે, અને એવી રીતે ઝીણાં કરેલા ચુર્ણો વાપરવાથી તે લોહીમાં જલદી મળી જઈ સારો ફાયદો કરે છે. ચુરણમાં જે જે વસ્તુ લખેલી હોય તે વસ્તુ ખરી છે કે નહી તેની ખાત્રી કરીને ચુરણમાં નાંખવી.

જે વસ્તુ ખરી મળતી નહી હોય અથવા સડેલી કે જુની હોય તો તે વસ્તુ ચુરણમાં નાખવી નહી. તેમજ જે વસ્તુ ખરી નહી મળતી હોય તો તેને બદલે આયુર્વેદમાં તેનો પ્રતિનિધી લેવાનું લખેલું હોય તો તે નાંખવું, અને જે નહીજ મળી શકે તો તેને બદલે કોઈ ખોટી વસ્તુ નાખવી નહી. આવી રીતે ચુરણો બનાવવામાં ખાશ કાળજી રાખવી જેથી ચુરણો સારા અને ફાયદો કરનારા થઈ શકશે.

## મુશલ્યાદી ચુર્ણ—૧.

ધોળી મુશલી તો. ૫ કાળી મુશલી તો. ૧ ગોખરૂ તો. ૧ સતાવરી તો. ૧ કૌવચાં તો. ૧ સુંઠ તો. ૧ ધોળાં મરી તો. ૧ પીપર તો. ૧ બળબીજ તો. ૧ સમુદ્રશોષના બી તો. ૧ કેશર તો. ાા તજ તો. ાા જાવંત્રી તો. ાા જાયફળ તો. ાા સીલાજીત તો. ૨ પ્રવાળભસ્મ તો. ૧.

ઉપરની સઘળી વસ્તુને સાફ કરી ખાંડવા જેવી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરી પછી તેમાં શીલાજીત વિગેરે વસ્તુ મેળવી ચુર્ણ તૈયાર

કરવું. અને દરરોજ સવારે તથા સાંજે બબ્બે આની ભાર મધમાં મેળવીને ચાટવું અને ઉપર ગાયનું દુધ શેર અડધો ગરમ કરી સાકર નાખીને પીવું જેથી શક્તિ આવે. ધાતુ જતી હોય તે બંધ થાય. વીર્ય અને બળ વધે, તેમજ ધાતુ સંબંધી તમામ વિકારોને દુર કરી શરીરમાં અત્યંત તાકાદ આવે, પરંતુ દવા ખાવી તેટલા દીવસ તેલ, મરચાં, ખટાસ વિગેરે બંધ કરવું.

## પુષ્ટી કર ચુર્ણ-૨.

સતાવરી તોલા ૨, બળબીજ તોલા ૨, ગોખરૂ તોલા ૨, કવચ બીજ તોલા ૨, સામરનો કંદ તોલા ૨, સુંઠ તોલા ૨ ધોળી મુસળી તોલા ૨, આંમળાં તોલા ૨, આશન તોલા ૨, એલચી તોલો ૧, જાવંત્રી તોલો ૧, વંગ ભસ્મ તોલો ૧, પ્રવાળ ભસ્મ તોલો ૧, હીંગલોક તોલો ૧, ઉપરની બધી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી પછી તેમાં ભસ્મો તથા હીંગલોક સારી રીતે મેળવી એક શીશીમાં ભરી લેવું. આ ચુર્ણ દરરોજ સવાર સાંજ વાલ બેથી ચાર ઘી અને શાકરમાં મેળવીને ચાટવું. અને ઉપર ગરમ કરેલું દુધ શેર ાા પીવું. જેથી વીર્ય સંબંધી તમામ વિકારો મટે છે એટલુંજ નહી પણ વીર્ય અત્યંત પાતળુ પડી ગયુ હોય. તે ઘટ્ટ થાય અને શરીરમાં બળબુદ્ધી અને શકતીમાં અત્યંત વધારો થઇ વિલાસ સુખમાં ખરેખરો આનંદ આપી તવાઇ ગયલા શરીરોને પુષ્ટ અને બળવાન બનાવી યુવાવસ્થાનો ખરો આનંદ આપે છે.

## કેશરાદી ચુર્ણ.—૩

કેશર તો.ાા સુઠ તો.ાા પીપર તો.ાા લવંગ તો.ાા અક્લગરો તો.ાા કંકોળ તો.ાા જાયફલ તો.ાા તજ તો.ાા જાવંત્રી તો. ાા સાલમ તોલા.૨ ભાંગ તોલા ૨ અગર તો.ાા ધોળીમુશલી તો.૨ એલચી તો.૧ ખસખસ તો.૧ કાળાતલ તો.૨ એખરો તો. ૧ અફીણ તો.ાા વંગભસ્મ તો.૧ પ્રવાળભસ્મ તો.૧ સુધ્ધ હીંગલોક તો. ૧ રૂપાના વરખ તો.૧

પ્રથમ—ખાંડવા જેવી વસ્તુઓને ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરવું પછી ભસ્મો અને અફીણને યુકતી સર મેળવી સારી પેઠે ઘુંટીને એકત્ર કરવું, પછી તેમાં વરખ મેળવીને શીશીમાં ભરી લેવું. આ ચુર્ણ દરરોજ સવાર સાંજ વાલ બેથી ચાર મધમાં મેળવીને ચાટવું અથવા મધ નહી

ખાતા હોય તેણે ગાયના ઘીમાં ચાટવું અને ઉપર દુધ શેર એક ગરમ કરી એલચી સાકર નાંખીને પીવું. જેથી શકિત, પુષ્ટી. અને બળ વધે છે. તેમજ શરીરની નસોમાં શકિત આવી કામકળામાં વૃદ્ધિ કરી સારી રીતે બંધેજ કરે છે. પરેજમાં ગરમ વસ્તુઓ ખાવાની બંધ કરવી.

## બીજી જાતનું કેશરાદી ચુર્ણ-૪.

કેશર તોલો ૧. ગોખરૂ તોલો ૨. સુંઠ તોલો ૧ સતાવરી તોલો. ૧ ધોળી મુશલી તોલા. ૨ એખરો તોલો. ૧ આમળા તોલો પીપર તોલો. ૧ એલચી તોલો ૧ ગળોસત્વ તોલો. ૧ સાકર તોલા. ૫ બધી વસ્તુને ખાંડી વસ્ત્ર ગાળ કરી ચુર્ણ તૈયાર કરવું અને દરરોજ સવાર સાંજ બેઆની ભારથી પાવલી ભાર સુધી મધ અથવા ઘીમાં ચાટી ગાયનું દુધ શેર. ૦।। ગરમ કરી સાકર નાંખીને પીવું જેથી ધાતુની વૃધ્ધી થાય, શકિત આવે, જતી ધાતુ બંધ થાય, અને શરીરમાં લોહી અને બળ ઉતપન્ન થાય.

## વિર્યવર્ધક ચુર્ણ-૫.

સમુદ્રશોસના બી તો. ૧ બળબીજ તો. ૧ ગોખરૂ તો ૧ કપાસીયાનો મગજ તો. ૧ બમનસુફેત તો ૧ બમન લાલ તો. ૧ ધોળી મુશલી તો. ૧ આમળાં તો. ૧ સુંઠ તો ૧ પીપરીમુળ તો. ૧ પીપર તો. ૧ લોહભસ્મ તો. ૧ વંગભસ્મ તો. ૧ ગળોસત્વ તો. ૧ સુદ્ધ હીંગલોક તો. ૧ ઉપરની વસ્તુમાંથી ખાંડવા જેવી વસ્તુને ખાંડી વસ્ત્ર ગાળ કરી પછી તેમાં ભસ્મો અને હીંગલોક મેળવીને ચુર્ણ તૈયાર કરવું આ ચુરણ સવાર સાંજ બબે વાલ મધ તો. ૧ અને ઘી તો.૦।। સાથે મેળવીને ચાટવું. અને ઉપર ગાયનું અથવા ભેંસનું દુધ ગરમ કરીને એલચી સાકર નાખીને શેર ૦।। થી ૦।।। સુધી પીવું. જેથી શરીરમાં શકતી પુષ્ટી બળ વિગેરેની વૃદ્ધિ થઇ કોઇ પણ પ્રકારથી જતી ધાતુને અટકાવી શરીર તેજવાન બનાવી લોહીના પ્રવાહને વધારે છે.

## કુસ્માંડ ચુર્ણ ૬.

ભોય કોહળુ તો. ૫, આસન તો. ૫, ધોળી મુસલી તો. ૫, ગોખરૂ તો. ૫, સુંઠ તો ૨, પીપર તો. ૨ મરી તો. ૨, સીલાજીત તો. ૨, લોહ ભસ્મ તો. ૨ ઉપરની બધી વસ્તુને મેળવી એકત્ર કરી

પ્રથમ એક પટ કાંદાના રસનો આપવો અને બીજો પટ આદુના રસનો આપી સારી પેઠે ઘુંટીને સુકવવું પછી દરરોજ સવાર સાંજ ચૂરણ વાલ ૨ એ મધ સાથે મેળવીને ચાટવું. અને ઉપર દુધ પીવુ અથવા ઘીવાળો સારો ખોરાક પચે તે પ્રમાણે ખાવો. જેથી ધાતુ વધે શક્તિ આવે. બળવધે, અને વીર્ય સંબધી તમામ વિકારોને દુર કરી શરીરમાં પુષ્કળ શક્તિ આપે છે.

## જાતી ફળાદી ચુર્ણ—૭.

જાયફળ—આશન, ક્વચાં, આમળાં, જેઠીમધ, ખેરીગુંદર, મોચરસ, સુઠ, પીપર જાવંત્રી, લવેગ, એલચી, તજ. અકલગરો, પ્રવાળ ભસ્મ. વંગ ભસ્મ, રસસીંદુર.

ઉપરની તમામ વસ્તુ સરખે ભાગે લઈ ખાંડી વસ્ત્રગાળ કરી. રસ રસસીંદુરને જુદુ ઘુટી તેમાં ભસ્મો મેળવી પછી ચુરણ સાથે એકરસ કરી, સવાર—સાંજ વાલએથીચાર મધસાથે ચાટી ઉપર દુધ-પીએ તો શક્તી-પુષ્ટી અને બળ વધે.

## ધનવંતરી ચુર્ણ—૮.

કેશર, જાવંત્રી, લવીંગ, જાયફળ, ચીનીકબાલા, કમરકસ, ખેરીગુંદર, ગળોસત્વ, ગોખરૂ, ક્વચાં, એખરો, કાળીમુશલી, મેદાલાકડી, એલચી, પીપર, અકલગરો, સમુદ્રશોસનાબી, ઉટંગણનાબી, બહુફલી, સુકાગુંદા, ધોળીમુશલી, સતાવરી, તેજબળ, તજ, સુઠ, સાલમ, ભાંગ, સુદ્ધકરેલી, લોહભસ્મ, વંગભસ્મ, સીલાજીત.

ઉપરની તમામ વસ્તુ સરખે ભાગે લઇ (ખાંડવા જેવી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરી) પછી તેમાં ભસ્મો અને શીલાજીત મેળવી એક રસ કરવું પછી ભાંગ તોલા પાંચનો ઉકાળો કરી તેનો પટ આપવો પછી સારી પેઠે ઘુટીને સુકવીને ચુરણ તૈયાર કરવું પછી દરરોજ સવારે તથા સાંજે ચુરણ બેઆનીભાર ઘી અને સાકરમાં મેળવીને ચાટવું. અને ઉપર ઉકાળેલું બદામ સાકર નાંખેલું દુધ શેર ૦॥ થી એક સુધી પચે તે પ્રમાણે પીવું. જેથી શરીરમાં લોહીની વૃદ્ધી થઇ ધાતુ સંબંધી તમામ રોગ સારા થાય છે. તેમજ ખોરાક પચાવી ભુખ લગાડે છે.

## પૌષ્ટીક ચુર્ણ—૯.

ચોપચીની, આશન, ધોળામરી, સાલમ, ખેરી, ગુંદર, ગોખરૂ,

તજ, સતાવરી, જેઠીમધ, સુઠ, ખારેક, ધોળી મુશલી, બળબીજ, પીપરીમુળ ઉપરની સઘળી વસ્તુ સરખે ભાગે લઈ ખાંડી કપડછાણુ કરી, ચુરણના વજનથી અડધે ભાગે ચીનાઇ સાકર મેળવી દરરોજ સવારે તથા સાંજે તોલો ૦॥ દુધ સાથે ખાવાથી ગરમીને લીધે તવાઈ ગયેલી ધાતુ બંધાય છે. તેમજ શરીરમાં શકિત અને બળ વધે છે, અને કોઇ પણ પ્રકારે જતી ધાતુ અટકે છે.

આ ચુરણનો ઉપયોગ જેટલા દીવસ કરવો તેટલા દીવસ ખટાસ, તેલ, મરચાં, વાલ, વટાણા તેમજ ભજીયાં, પાંતરા, ઢોકલાં વિગેરે વિદાહી અને નુકશાન કરનારા પદાર્થ ખાવા બંધ કરવા. જેથી ચુરણનો ગુણ સારો લાગે છે.

## કામદેવ ચુર્ણ ૧૦.

ભોય કોહોળુ, સતાવરી, ધોળી મુસળી, સમુદ્રશોસના બી કેશર અકલગરો, એલચી, પીપર, લવંગ, સુંઠ, જાવંત્રી, કમળકાકડીનો મગજ તગર, વાસકપુર, લોહ ભસ્મ, વંગ ભસ્મ, હીંગલોક, બરાસ રૂપાના વરખ ઉપલેટ, ભાંગસુધ્ધ વચ્છનાગ,સુદ્ધ સડકચુરો, પીપરીમુળ, ગળો સત્વ, કસ્તુરી. ઉપરની બધી વસ્તુ સરખે ભાગે લઈ ખાંડવા જેવી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરી પછી તેમાં ભસ્મો અને ત્યાર બાદ રૂપાના વરખ યુકિત પુર્વક મેળવી એકરસ કરી છેલ્લે કસ્તુરી મેળવવી અને કાચની શીશીમાં ભરી લેવું આ ચૂરણ દરરોજ સવારે એક વાર વાલ બે મધમાં મેળવીને ચાટવું. અને ઉપર દુધ પીવું અથવા સારો ઘી દૂધવાળો ખોરાક લેવો. સવાર સાંજ બે વાર લેવું હોય તો પણ લઈ શકાય છે આ ચૂર્ણ શકિત આપી શરીરની નસોને મજબુત કરી અપુર્વ આનંદ અને ચૈતન્ય પ્રગટાવે છે પરંતુ તેલ મરચાં અને ખટાસની પરેજી પાળવી.

## મદનોદય ચુર્ણ ૧૧.

સાલમ તોલા પાંચને દુધ શેર પાંચમાં પકાવી ઘી નાખીને ખવો કરવો પછી તેમાં નિચેની વસ્તુઓ નાખવી.

ચીકણા મુળ, અતીબળા, ખેરી ગુંદર, ગોખરૂ, સતાવરી, સુઠ, મરી, પીપર, એલચી, લવંગ, જાયફળ, જાવંત્રી, આમળાં, એખરો એ વસ્તુઓ એકેક તોલો લેવી. અને તેને ખાંડીને ઉપર નાખવા સાથે મેળવવું. પછી તેમાં સોનાના વરખ નંગ ૨૫, રૂપાના વરખ નંગ

૧૦૦ લોહભસ્મ તો. ૧, પ્રવાળ ભસ્મ. તો. ૧, સીલાજીત તોલા ૨, કસ્તુરી તો. ાા, એ વસ્તુઓ યુકિત પુર્વક મેળવીને ચૂરણ તૈયાર કરવું. આ ચૂર્ણ દરરોજ સવાર સાંજ બબ્બે આની ભાર ઘી સાકર સાથે અથવા મધ સાથે ખાવું જેથી તમામ પ્રકારની નબળાઇ, અશકિત, વિર્યદોષ, ધાતુશ્રાવ, મંદતા વીગેરેને દુર કરી શરીરમાં તાત્કાળીક નવુ જીવન પેદા કરે છે. ચૂરણ ખાઇને ઉપર ગરમ દુધ પીવું.

## મુકુંદ ચુર્ણ-૧૨.

બોડાગોખરૂમોટા, સતાવરી-સાલમ, કવચાં સડકચુરો, એલચી, લવેગ,કેશર,પીપર-મરી કાળોછડ, કમરકશ, બળબીજ, કાળાતલ,આમળાં, જાયફળ, જાવંત્રી, ગાજરનાબી, મુળાના બી,પીપરીમુળ,તમાલપત્ર, તજ, અકલગરો, એ તેવીસ વસ્તુ એકેક તોલો લેવી અને સુદ્ધ કરેલી ભાંગ તોલા પાંચ તથા વછનાગ સુદ્ધ તોલો ૧ હીંગલોક તોલા ૨ શીલાજીત તોલા ૩ વંગ ભસ્મ તોલો ૧ લોહ ભસ્મ તોલો ૧ પ્રથમ ખાંડવા જેવી વસ્તુ-ઓને ખાંડી વસ્ત્રગાળ કરી પછી હીંગલોક તથા ભસ્મો સારી પેઠે ધુટીને બધા સાથે એકત્ર કરવું પછી તુલસીના પાંત્રાનો રસ કાઢી તેની એક ભાવના ચુરણને આપવી પછી બરાબર સુકવીને બાટલીમાં ભરી લેવુ. આ ચુરણ વાલ બે સવાર સાંજ ઘી સાકરમાં ચાટવાથી શકતી પુષ્ટી, બળ, વીગેરે વધે છે તેમજ ઘરડા માણુસ ખાય તો જુવાન જેવી શકતી આવે છે. ટુકમાં આ ચુરણ ધાતુ સંબંધી બધા વીકારોને દુર કરી પુષ્ટી આપે છે.

## લવંગાદી ચુર્ણ-૧૩.

લવંગ, એલચી, તજ, તમાળપત્ર, કમળકાકડીનો મગજ વાળો, જટામાંસી, તગર, કંકોળ અગર, નાગકેશર, જાયફળ, સુખડનો વેર, જાવંત્રી, જીરૂ, શાહજીરૂ, સુઠ, મરી, પીપર, સડકચુરો, હરડાં, બેડા, આમળાં, ઉપલેટ, વાવડીંગ, તાલીશપત્ર, તેલીયો દેવદાર, જેઠીમધ, ખેરસાલ, વાસકપુર, ભોયકોહળુ, સામરનામૂળ, ધોળીમુશલી, મોટા ગોખરૂ કવચબીજ, પીપરીમુળ, ગળોસત્વ, લોહભસ્મ, વંગભસ્મ, પ્રવાળભસ્મ, રસસીંદુર, બરાસ, રૂપાના વરખ નંગ ૧૦૦ સુનાના વરખ મોટા નંગ ૨૫.

પ્રથમ ખાંડવા જેવી વસ્તુ ખાંડી વસ્ત્રગાળ કરી પછી તેમાં રસસીંદુર તથા ભસ્મો મેળવી એક દીવસ ધુટી પછી છેલ્લે બરાસ

અને વરખ મેળવી ચુર્ણ તૈયાર કરવું આ ચુર્ણ ઘી અને સાકર સાથે અથવા માખણ અને સાકર સાથે બએ વાલ સવાર સાંજ ખાવુ અને ઉપર પચે તે પ્રમાણે દુધ પીવું અથવા સારો ઘી, દુધવાળો ખોરાક પચે તે પ્રમાણે લેવો જેથી કોઇ પણ જાતના ધાતુ સંબંધી રોગ દુર થઈ શકતી, પુષ્ટી બળ, અને વિર્યની વૃદ્ધી કરે છે. તેમજ ખાંસી, ક્ષય, અરૂચી, રાજક્ષમા, સ્ત્રીઓનો પ્રદર સોમરોગ, વિગેરે રોગોને દુર કરી શરીરમાં નવુ લોહી પેદા કરી વૃદ્ધાવસ્થાને અટકાવી નવુ જીવન પેદા કરે છે.

## બીજી જાતનું લવંગાદી ચુર્ણ—૧૪.

આશન, ગોખરૂ, ગળોસત્વ, સતાવરી, સુઠ, જટામાંસી, જાવફળ, નાગકેશર, કાળુઅગર, વાળો, વાસકપુર, મોથ, એલચી, લવીંગ, પીપર, કંકોળ વંગભસ્મ, બરાસ, સુદ્ધ ભાંગ, ઉપરની તમામ વસ્તુ સરખે વજને લઇ ખાંડી વસ્ત્ર ગાળ કરી છેલ્લે વંગભસ્મ અને બરાસ મેળવી પછી ચુરણના વજનથી અડધી ચીનાઈ સાકર ખાંડી એકત્ર કરી બાટલીમાં ભરી લેવું આ ચુર્ણ તોલો ૦। દરરોજ મધ સાથે અથવા ઘી સાથે ચાટી ઉપર દુધ પીવુ જેથી ધાતુની વૃદ્ધી થઈ જતી ધાતુ બંધ થઈ શરીર બળવાન અને પુષ્ટ બનાવે છે.

## મુસલાઇ પુષ્ટીકર ચુર્ણ ૧૫,

બમનસુફેત, બમનલાલ, દરૂનજઅકરબી, તોદરીસફેત, તોદરીલાલ, સલગમનાખી, ગાજરનાખી, સમુદ્રશોસનાખી, મોટા ગોખરૂ, રૂમી મસ્તકી, સકાકુલ મીસરી, ધોળી મુશલી, કેશર, કમરકસ, કાળોઆછડ, એલચી, પીપર, સડકચુરો, કચરાં, સુઠ, ગાઉજુબાન.

ઉપરની બધી વસ્તુઓ સરખે ભાગે લઇ સાફ કરી ખાંડીને વસ્ત્રગાળ ચુરણ કરવું. પછી એ ચુરણમાં ચુરણના વજનથી અડધે ભાગે સાકર નાંખી એકત્ર કરી દરરોજ સવાર સાંજ તોલા ૦। થી ૦ાા સુધી મધમાં અથવા ગાયના ઘીમાં મેળવીને ચાટવું. અને ઉપર ગાયનું અથવા ભેંસનું દુધ શેર ૦ાા એલચી, સાકર અને બદામ નાખીને ઉકાળીને પીવું. જેથી ઘણા વખતની અશકિત ધાતુપાત, વિર્યવિકાર મંદતા નસોની કમજોરી નપુષકપણું, ધાતુનુ જવું. ધાતુ પાતળી પડી ગઇ હોય વિગેરે ઘણા રોગોને દુર કરી શકિત અને પુષ્ટી આપે છે.

# કેરબાનું મુગલાઇ પુષ્ટી કર્તા ચુર્ણ ૧૬.

કેરબો તોલા ૨, પરવાળા કાચા તોલા ૨, મોતી તોલો ૧, એ ત્રણ વસ્તુને ખાંડી ગુલાબ જળમાં ચાર દીવસ ઘુટવા અને પછી સુકવીને તૈયાર કરવું. પછી તેમાં નિચેની વસ્તુ મેળવવી.

મુગલાઈ બેદાના તો. ૧, મોચરસ તો. ૨, વાસ કપુર તો. ૧, કેસર તો ૧, પીપર તો. ૧, મરી તો. ૧, સુંઠ તો. ૧, જાયફળ તો. ૧ મોટા ગોખરૂ તો. ૨, ધોળી મુસળી તો. ૨, એલચી તો. ૧, ઉટંગણના બી તો. ૧, જુન્દબે દસ્તર તો. ૨, રૂપાના વરખ નંગ ૫૦ સુન્નાના વરખ નંગ ૧૫. કસ્તુરી તોલો ०।, બરાશ તો. ૧.

ઉપરની વસ્તુઓ ઉપરના ગુલાબ જળમાં ઘુટેલી વસ્તુ સાથે યુકતી પુર્વક એકત્ર કરી ચુરણ તૈયાર કરવું. આ ચૂર્ણ વાલ બે સવાર સાંજ મધ સાથે અથવા માખણ અને સાકર સાથે મેળવીને ચાટવું. અને ખોરાક સારો ઘી દુધ સાકરવાળો પચે તે પ્રમાણે લેવો જેથી તમામ જાતની નબલઇ ધાતુ વિકાર, અશકિત, પ્રમેહ, ખોટી ગરમી વીગેરે દુર કરી અત્યંત શકતી આપી કામ કળામાં વધારો કરી ખરી મરદાઈ આપે છે.

## ગોળીઓ કરવાની રીત.

ગુટીકા અર્થાત્ ગોળીઓ કરવામાં ખાશ એ વાત લક્ષમાં રાખવી કે દરેક વસાણા સારાં તાજા લઈ, તેને ઝીણાં ખાંડી ખલમાં નાખી સારી પેઠે ઘુંટવા. જો કોઈ ગોળીમાં પારો ગંધક નાખવાના લખ્યા હોય તો પ્રથમ પારાગંધકની સારી કજલી કરી. તેમાં બીજા વશાણા મેળવીને ઘુટવું. તેમજ જે ગોળીમાં હીંકલોક રસસીંદુર વીગેરે નાખ-વાના હોય, તો તેને પ્રથમ ઓછામાં ઓછા ચોવીસ કલાક સુધી એકલા કોરા ઘુંટવા. અને ત્યાર પછી તેમાં બીજી વસ્તુઓ મેળવીને એકત્ર કરવું.

જો કોઈ ગોળીને અમુક વનસ્પતીના રસમાં ઘુંટવા કહી હોય તો તે વસ્તુના રસને કપડેથી ગાળવાં ચૂકવું નહિ. ત્યાર બાદ તે એટલો નાખવો કે જે વસ્તુ પલાળવાની હોય તે રગડા જેવી થાય. પછી તેને ઘુટતાં ઘુટતા ગોળી વાળવા જેવું થાય, ત્યારે તેની ગોળી જે વજનની વાળવાની હોય. તે વજન પ્રમાણે એક સરખી વાળવી. જે ગોળી તડકે સુકવવાની નહી હોય તેને ઘરમાં ખુલ્લી હવામાં રાખીને સુકવવી. જો ગોળી મધમાં કે ગોળમાં વાળવાની હોય તે

મધ અથવા ગોળ ગોળી વળી શકે એટલો નાંખવો.

જે ગોળીને જુદી જુદી ભાવનાઓ આપવાની હોય તે જ્યારે એક વસ્તુની ભાવના આપતાં ઘુટતાં ઘુટતાં સુકુ થાય ત્યારે બીજી ભાવના આપવી.

જે વસ્તુને જેટલા કલાક કે દીવસ ઘુંટવાની કહી હોય તે પ્રમાણે બરાબર રીતે ઘુટવું ઓછુ ઘુંટવાથી ગોળીનો ગુણ જોઇએ તેવો થતો નથી માટે ઉપરની વાત ધ્યાનમાં રાખીને ગોળીઓ બનાવવી કે જેથી તે બરાબર ફાયદો કરે.

## પુષ્ટીકર ગુટીકા—૧.

સુઠ, મરી, પીપર, જેઠીમધ, એલચી, લવંગ, જાવંત્રી, બળબીજ, ધોળી મુશલી, કાળી મુશલી, ગોખરૂ, આશન, વાંસકપુર, ભોંયકોળુ, ભાંગ, વછનાગ, હીંગલોક, લોહભસ્મ.

ઉપરની સઘળી વસ્તુ સરખે ભાગે લઈ, ખાંડી, વસ્ત્રગાળ કરી. હીંગલોકને પ્રથમ જુદો ખલી, તેમાં ભસ્મ મેળવી, પછી, બીજી બધી વસ્તુ મેળવી, એક દીવસ ઘુંટીને પછી તેમાં નાગરવેલના પાકાં પાનનો રસ નાંખી, સારી પેઠે ઘુંટી ગોળી વાળવા જેવું થાય ત્યારે, વટાણા પુરની ગોળી વાળી, શીળામાં સુકવી, શીશીમાં ભરી લેવી, આ ગોળી સવાર સાંજ એકેકી મધમાં ચાટી, ઉપર દુધ શેર ૦॥ બદામ, સાકર, એલચી નાંખીને ગરમ કરીને પીવું. જેથી શકિત, પુષ્ટી, બળ વધે છે. તેમજ તવાઈ ગયેલી ધાતુને ઘટ્ટ કરી શરીરમાં નવું લોહી વધારી જ્ઞાનતંતુને બળ આપી, વાયુ, શરદી વિગેરેનો નાશ કરે છે. પરેજીમાં ખટાસ તેલ, અને મરચાં બંધ કરવાં.

## મદન મોહન ગુટીકા—૨.

તુલસીના બી, સમુદ્રશોસના બી, ઉટંગણ બી, ક્વચબી, એખરો, જાયફળ, જાવંત્રી, લવેગ, સુઠ, મરી, પીપર, કેશર, સાલમ, ધોળી મુશલી જેઠીમધ, આમળાં, અક્કલગરો, લોહભસ્મ. અને ભાંગ.

સઘળી વસ્તુ સરખે વજને લઇ ખાંડી, વસ્ત્રગાળ કરી એક દીવસ સારી પેઠે ખલ કરવો. પછી ભાંગ તોલા પાંચ લઈ તેને સોળ ઘણા પાણીમાં ઉકાળી તે ઉકાળો ઉપરની વસ્તુમાં નાખી ખલ કરતાં કરતાં સુકાય ત્યારે તેમાં ગોળી વળે તેટલું ચોખ્ખું મધ નાખીને ગોળી ચણા પુરની કરવી અને સવાર સાંજ ગોળી નંગ એક ઘી સાથે

ચાટી ઉપર ગાયનું દુધ શેર ૧ પીવું. જેથી શરીરમાં અત્યંત શકતી આવી, ધાતુને પુષ્ટ કરી. બળ, બુદ્ધી અને ધાતુને વધારી. શરીર તેજવાન બનાવે છે. પરેજી:-ખટાસ, તેલ, મરચા, વીગેરે ગરમ વસ્તુ ખાવી નહી.

## દત કામેશ્વર ગુટીકા-૩.

કેશર, લવંગ, અક્લગરો, જાયફળ, જાવંત્રી, વછનાગ, હીંગલોક, ભાંગ, અફીણુ ધોળીમુશલી, કવચાં, ગોખરૂ, રૂપાના વરખ, સુન્નાના વરખ, કસ્તુરી, ઉપરની બધી વસ્તુ સરખે ભાગે લઈ પ્રથમ હીંગલોક ને એક દીવસ ખલ કરી તેમાં અફીણુ અને કસ્તુરી સિવાયની બધી વસ્તુ મેળવીને એક દીવસ ખલ કરવો પછી અફીણુ ને પાણીમાં ઘુટી તેનો કસુંબો બનાવા ઉપરની બધી વસ્તુમાં નાંખીને એક દીવસ ખલવુ. પછી ગોળા વટાણાપુરની વાળવી. આ ગોળી સવાર સાંજ એકેકી દુધ સાથે ખાવાથી ધાતુની વૃદ્ધી થાય, શકતી અને પુષ્ટી આવે, નસો મજબુત થઇ મરદાઈ આવે, તેમજ ઘણાં લાંબા વખતની નામરદાઈ અને નપુષકપણુ મટે એટલુંજ નહીં પણ અનુપાન ભેદથી વાયુ, પીત, અને કફથી ઉતપન્ન થયેલા તમામ રોગો મટે.

## દતમંજરી ગુટીકા-૪.

પીપળાના સુકાટેટા, વડનાસુકાટેટા. ઉટંગણનાબી સમુદ્રશોસના બી, સુઠ, મરી, પીપર, જાવંત્રી, જાયફળ, લવંગ, એલચાં, કેશર, વછનાગ, ભાંગનાબી, રસસીંદુર, લોહભસ્મ, વંગભસ્મ.બધુ સરખે ભાગે લેવું.

ઉપરની બધાં વસ્તુમાંથી ખાંડવાજેવી વસ્તુને જુદી ખાંડી, વસ્ત્ર ગાળ કરી, પછી રસ સીંદુરને કોરો એક દીવસ ખલકરી, તેમાં ભસ્મો અને બીજી બધી વસ્તુ મેળવી એકત્ર કરી, ચેવલી પાકાંપાન તથા આદુ એ બન્નેના રસમાં એકેક દીવસ ઘુટી, ગોળી ચણાપુરની કરવી. આ ગોળી સવાર સાંજ બેવાર અથવા એક વાર મધ સાથે ચાટી ઉપર સારો પુષ્ટીકારક ખોરાક ઘી દુધવાળો. પચે તે પ્રમાણે લેવો. જેથી પાતળી પડેલી ધાતુ ઘટ્ટ થાય, સ્વપ્નામાં અથવા બીજી રીતે જતી ધાતુ અટકે, શરીરમાં શકિત પુષ્ટી અને બળનો વધારો થાય. એટલુંજ નહી પણ ધાતુ સંબધી તમામ રોગ દુર થઇ મરદાઈ અને બંધેજ શકિત વધે. ગોળી એક સવાર સાંજ લેવી.

## સર્વતા ભદ્ર ગુટીકા-૫.

મોટા ખોખરૂ, એખરો સિંગોડા, સતાવરી, ધોળીમુશલી, કમરકસ,

સાલમ, વાંસકપુર, ગાજરના બી, મેથી, આશન, ચીનીકબાલા, જાયફળ, જાવંત્રી, લવંગ, એલચી, પોસદોડા, ખસખસ, અશાલીઓ, સુઠ, મરી, પીપર, તમાલપત્ર, સડકચુરો, સુન્નાગેરૂ. એ બધુ સરખે ભાગે લેવી.

ઉપરની તમામ વસ્તુને ખાંડી, વસ્ત્રગાળ કરી, પછી એક દીવસ ખલમાં નાંખી સારી પેઠે ખલી, મધ નાંખીને ગોળી ચણીબોર જેવડી વાળવી અને દરરોજ સવાર સાંજ ગોળી ૧ થી ૨ ઘી અને મધમાં મેળવીને ચાટવી અને ઉપર દુધ પીવું જેથી તમામ જાતની અશક્તિ દુર થઇ પુષ્ટી અને શકતી આપે છે. તેમજ આ ગોળી દશ વરસના છોકરાને તેમજ બૈરાંઓને પણ આપી શકાય છે. બૈરાંની જતી ધાતુ અને પ્રદર મટાડી કમ્મર અને હાથ પગનો દુખાવો બંધ કરે છે. પરેજીમાં ખટાસ બંધ કરવી.

## શકિત અને મરદાઇની ગોળી–૬.

હીંગલોક, વાંસકપુર, શીલાજીત, વંગભસ્મ, ભાંગ, વછનાગ, દરૂનજઅકરબી, બમન સફેત, બમનલાલ, ઉટંગણનાબી, ધોળીમુશલી, ચીનીકબાળા, તજ, અકળગરો, પીપરીમુળ, તમાલપત્ર, એલચી, સુઠ, મરી પીપર. જાયફળ–જાવંત્રી લવંગ.

ઉપરની વસ્તુમાંથી ભાંગ સિવાય બીજી બધી વસ્તુ અકેક તોલો લેવી અને ભાંગ તોલા પાંચ લેવી. ભાંગને સેકીને ધોવી એટલે શુદ્ધ થશે. પછી તમામ વસ્તુ ભેગી કરી ખાંડીને વસ્ત્રગાળ ચુરણ કરવું. પછી તેમાં હીંગલોક, વાસકપુર અને વંગ ભસ્મ એ ત્રણને સારી પેઠે ઘુટીને બધાને ભેગા મેળવી મધમાં ગોળી ચણા પુરની કરવી. આ ગોળી સવાર સાંજ એકેકી ઘી સાથે ચાટી ઉપર દુધ પીવું અથવા સારો પુષ્ટી કારક ખોરાક ખાવો જેથી વૃદ્ધાવસ્થામાં મરદાઇ કમ થઇ હોય તે પાછી આવે છે. તેમજ શક્તી, પુષ્ટી, બળ, અને બુદ્ધીને વધારે છે. એટલુંજ નહી પણ વીર્યશ્રાવને લીધે થતો હાથ, પગ, અને કમ્મરના દુખાવાને દુર કરી. વિર્યની વૃદ્ધી કરે છે.

## ધીરજ વટી–૭.

જાયફળ, જાવંત્રી, લવંગ, સુઠ, મરી, પીપર, એલચી, તજ, તમાલપત્ર, તેજબળ, એ દશ વસ્તુ અકેક તોલો લેવી અને ધોળી-મુશલી સમુદ્રશોષના બી, ઉટંગણના બી, કાળીમુશલી, ગોખરૂ સતાવરી, સાલમ એ સાત વસ્તુ બબે તોલા લેવી અને હીંગલોક, શીલાજીત એ

એ વસ્તુ ત્રણુ ત્રણુ તોલા પ્રથમ હીંગલોકને જુદો ખલવો પછી તેમાં ઉપરના વસાણુા ખાંડીને વસ્ત્રગાળ કરીને બધાને એકત્ર કરીને ઘુટવું પછી ભાંગ તોલા પાંચનો ઉકાળો કરી તે ઉકાળામાં બધી વસ્તુ ઘુટીને ગોળી ચણુા પુરની કરવી અને સવાર સાંજ એકેકી ગોળી દુધ સાથે ખાવી જેથી શક્તી પુષ્ટી બળ-બુદ્ધી અને લોહીમાં વધારો કરી શરીરમાં અત્યંત જોસ લાવી સઘલી નસોને તાકાત આપી ખરેખરૂ પુરૂષ્ત્વ ઇત્યાદી બક્ષે છે પરેજી તેલ મરચાં ખટાસ વસ્તુ બંધ કરવી.

## પુષ્ટી પ્રભા ગુટીકા-૮,

ધોળીમુશલી, કૌચાં, મદન મસ્ત, બમનલાલ, બાલછડ, એલચી, લવેગ, ધોળામરી, જાયફળ, અગર સતાવરી, સમુદ્રશોસનાબી, બમન સફેત, સડકચુરો, તમાલપત્ર, પીપર, જાવંત્રી, અકલગરો, કેશર.

એટલી વસ્તુઓ એકેક તોલો લેવી. અને બરાસ તોલા બે, શુદ્ધ ભાંગ તોલા ચાર, પ્રવાળ ભસ્મ તોલા બે, શીલાજીત તોલા બે, જુંજબેદસ્તર તોલા ત્રણુ લોહભસ્મ તોલા બે, રસસીંદુર તોલા બે, ચાદીના વરખ નગ ૨૦૦) સોનાના વરખ મોટા નંગ ૧૦૦) કસ્તુરી તોલો ૦॥, અમ્બર તોલો ૦।,

પ્રથમ ખાંડવા જેવી વસ્તુ ખાંડી, વસ્ત્રગાળ કરવી. પછી રસસીંદુર અને ભસ્મોને એક દીવસ કોરાં ખલવા પછી જુજબેદસ્તર સીવાય બીજી બધી વસ્તુ એકત્ર કરી એક દીવસ ખલ કરવો. પછી સોના રૂપાના વરખો મેળવવાં, પછી જુંજબેદસ્તરને ખલમાં મધ સાથે ઘુટવું અને ઉપરની વસ્તુઓ સાથે મેળવીને એકત્ર કરવું. પછી રાતી દરાખ વાટી તેમાં બધી વસ્તુ એકત્ર કરવી.' ગોળી વાળવા જેવું નહી થયુ હોય તો મધ નાખીને ગોળી વળે એવું કરવું. પછી ગોળીવાળતી વખતે કસ્તુરી અને અમ્બર મેળવી દેવા અને પછી ગોળીઓ મોટા ચણુા પુરની વાળવી અને ઉપર રૂપાના વરખ ચડાવવા અને પછી કાચના બુચવાળી શીશીમાં ગોળી ભરી લેવી. આ ગોળી સવાર સાંજ એકેકી મધમાં કાલવીને ચાટવી, અને ઉપર એલચી સાકર નાખેલું દુધ પચે તે પ્રમાણે પીવુ અથવા સારો પુષ્ટીકારક ખોરાક ખાવો, જેથી શરીરમાં શકતી, પુષ્ટી, બળ, વિર્ય વધારી હસ્તદોશથી આવેલી નબલાઇ, નપુષકપણું, શીથિલતા, નસોનું ઢીલાપણું સ્વપ્નદોષ, વિગેરે ધાતું સબંધી સઘલા દોષોને દુર કરી ખરી

જુવાની આપી હાથ પગ, કમ્મરનો દુખાવો, હાથપગનું કળતર અગ્નિની મંદતા, ખોરાકનું નહી પચવું, શરદી, શળેખમ, માથાનો દુખાવો, સંગ્રહણી, મરડો, અતીસાર, જીર્ણજ્વર, ઉધરસ ખાશી, દમ, ક્ષય, અમુઝણુ વીગેરે દરદોને આ ગોળી તાત્કાળીક ફાયદો કરે છે.

આ ગોળી ઘણો વખત થયા હમે પ્રસીદ્ધ કરેલી છે. અને ઘણા વૈદરાજો અને ગૃહસ્થો વાપરે છે. માટે બનાવવાની ખટપટ પડે અને જો તમારે આ ગોળીની ખાત્રી કરવી હોય તો હમે વૈદરાજોને રૂપીઆ સવા બે લઇને એક માસ ચાલે એટલી ગોળી ૬૦) આપીશું. યદી તમારે ખાત્રી કરવી હોય તો એક વખત મંગાવીને વાપરી જુઓ. હમારે ત્યાં એ ગોળી તૈયાર રાખવામાં આવે છે.

જેઓ પોતે બનાવવાની ઇચ્છા રાખતા હોય, તેઓએ એમાં નાખવાના ખરા વસાણા હમારે ત્યાંથી મંગાવવા. વ્યાજબી ભાવે મોકલવામાં આવશે.

## મદન મંજરી ગુટીકા.—૯.

જાવંત્રી તો. ૧, લવેગ તો. ૧, સુઠ તો. ૧, પીપર તો. ૧, મરી તો. ૧, જાયફળ તો. ૧, નાગકેશર તો. ૧, એલચી તો. ૧, તમાલપત્ર તો. ૧, તજ તો. ૧, સુદ્ધ કરેલી ભાંગ તો. ૩ા સુવર્ણ-ચંદ્રોદય તો. ૧, વંગભસ્મ તો. ૧, અભ્રક ભસ્મ સોપુટી તો. ૨.

પ્રથમ ચંદ્રોદય અને ભસ્મોને એક દીવસ ઘુટી તેમાં ઉપરની બીજી બધી વસ્તુ ખાંડી વસ્ત્રગાળ કરી એકત્ર કરવું પછી તેમાં ગોળી વળે એટલું મધ નાખી, ઘુંટીને ગોળી ચણા પુરની કરવી. આ ગોળી સવાર સાંજ ઘી અને મધ સાથે મેળવીને ચાટવી અને ઉપર ગરમ કરેલું દુધ પીવું જેથી આ ગોળી વાજીકરણ કરે છે. એટલુંજ નહી પણ અશક્તિ, વિર્યદોષ, નબળાઇ, હાથ પગ, અને કમ્મરનો દુખાવો, ખાંશી, શ્વાસ, દમ, ક્ષય, વિગેરે રોગોને તાત્કાળીક અસર કરે છે. આ પ્રયોગ **ભાવ પ્રકાસના વાજીકરણ પ્રકરણમાં છે.** અને ઘણો સારો નીવડયો છે.

## કામેશ્વર ગુટીકા–૧૦.

કવચાં, કાકડાસીંગ, કાળાતલ, આશન, કેળાનોકંદ, ગોખરૂ, મેથી, ભોયકોહોલુ, સામરનોકંદ, સુઠ, મરી, પીપર, તજ, જાયફળ, જાવંત્રી, લવંગ, એલચી, ઉપલેટ, જીરૂ, ગળો, મોચરસ, કાળી મુશલી,

ધોળી મુશલી, સતાવરી, એખરો સડકચુરો, ભારંગમૂળ, અજમોદ, બળબીજ, વરધારો ઉપરની બધી વસ્તુ એકેક તોલો લેવી અભ્રક ભસ્મ, પ્રવાળભસ્મ, વંગભસ્મ, લોહભસ્મ, રસસીંદુર.

પ્રથમ ખાંડવા જેવી વસ્તુને ખાંડી, વસ્ત્રગાળ કરી પછી ભસ્મો વિગેરે મેળવી એક દીવસ સારી પેઠે ઘુંટી પછી પ્રથમ અરડુશાના રસમાં ઘુંટવુ અને તે સુકાય ત્યારે આદુના રસનો એકપટ તથા ચેવલી પાનના રસનો એકપટ આપી ગોળી રતીપુરની કરવી. આ ગોળી સવાર સાંજ એકથી બે ઘી સાકરમાં ચાટી ઉપર દુધ અથવા ઘી વાળો ખોરાક લેવો. જેથી શકિત પુષ્ટી, બળ, વિર્યદોષ, નબળાઇ, ખાંસી, શ્વાસ, દમ, સંગ્રહણી, વિગેરે. રોગોને દુર કરી જુવાન માણસોને કવખતે આવેલું ઘડપણ મટાડી વૃદ્ધોને જુવાન જેવી શકિત આપે છે.

## સરળ ગુટીકા-૧૧.

હરડાં, બેડા, આમળા, સુંઠ, મરી. પીપર, જાયફળ, જાવંત્રી, લવંગ, એલચી, સામરનોકંદ, મોટાગોખરૂ, આશન, સતાવરી, ધોળીમુશલી, સમુદ્રશોસનાબી ખારેક. ખેરનો ગુંદર, એ બધી વસ્તુ સરખે ભાગે લઈ. ખાંડી વસ્ત્રગાળ કરી રાતીદરાખ તોલા દશને ઘુંટી તેમાં ઉપરની વસ્તુ મેળવી ગોળી ચણી બોર જેવડી કરવી જો ગોળી નહી વળે તો થોડુ મધ નાંખીને ગોળી કરવી આ ગોળી સવાર સાંજ દુધ સાથે ખાવાથી ધાતુ સંબંધી બધા વીકારોને દુર કરી શરીરમાં શકિત આપી કોઈપણ રીતે ધાતુ જતી હોય તેને બંધ કરી વિર્યને ઘટ્ટ બનાવી શરીરમાં લોહીના પ્રવાહને વધારી મગજ શકિતને તેજ કરી શરીરની હંમેશની કમજોરીને દુર કરે છે.

## આણંદ મંજરી ગુટીકા-૧૨.

સુંઠ, મરી, પીપર, લવેંગ, અકલગરો, જાયફળ, જાવંત્રી, ગોખરૂ, એખરો, સમુદ્રશોસનાબી, કવચાં, સતાવરી, ધોળીમુશલી, હરડાં, બેડાં, આમળા, ભાંગ, વછનાગ, લોહભસ્મ, પ્રવાળભસ્મ, વંગભસ્મ, રૂપાના વરખ, હીંગલોક, એ સઘળી વસ્તુ સરખે વજને લઈ ખાંડી વસ્ત્રગાળ કરી એક દીવસ બધાને સાથે સારી પેઠે ખલ કરી પછી ગોળી વળે તેટલુ મધ નાખી ઘુટી ગોળી ચણા પુરની વાળી ઉપર રૂપાના વરખ ચડાવવા આ ગોળી સવાર સાંજ એકેકી દુધ સાથે

ખાવાથી શરીરને પુષ્ટ કરી નબલાઇ વીર્યપાત કમ્મર અને હાથ પગનો દુખાવો, બુરી ટેવથી થયેલી નસોની કમ જોરી, વીગેરે ધાતુ સંબંધી રોગોને દુર કરી ચેહેરાને ખુબસુરત બનાવી ગયેલી જુવાની પાછી લાવે છે. આ ગોળી હમારી ચાલીશ વર્ષની અનુભવેલી છે. અને જેને જોઇએ તેને દોઢ રૂપીએ તોલો આપીએ છીએ માટે ખાત્રી કરવી હોય તો મંગાવીને વાપરી જોવી.

## ધાતુ પુષ્ટીની મુગલાઈ ગોળી–૧૩.

સકાકુલમીશરી, બમન સુફેત, બમનલાલ રૂમીમસ્તગી, ગાઉ જુબાન, દરૂનજઅકરબી તોદરીસુફેત, તોદરીલાલ, સમુદ્રશોશનાબી ગાજરનાબી, કાંદાનાબી, કવચાં, ગોખરૂ ખારેક, જાયફળ, લવંગ, એલચી, સુઠ, મરી, પીપર, વછનાગ, એટલી વસ્તુ અકેક તોલો લેવી અને સુદ્ધ કરેલી ભાંગ તોલા પાંચ તથા રૂપાના વરખ તોલો ૧ બરાસ તો. ૧, કસ્તુરી તો. ૦।. પ્રથમ ઉપરની વસ્તુઓને ખાંડી વસ્ત્રગાળ કરી, પછી તેમાં વરખ બરાસ અને કસ્તુરી મેળવવા અને મધમાં ધુટીને ગોળી ચણા પુરની કરવી આ ગોળી સવાર સાંજ અકેકી દુધ સાથે ખાવાથી મરદાઇ વધે નપુષકપણું જાય નસોમાં શકિત આવે. વિર્યની વૃદ્ધી થઈ શરીરમાં ચેતન પ્રગટાવી બળ, શકતી, વીગેરે વધારી તાત્કાળીક ફાયદો કરે છે.

## શકતી વર્ધક જુંદબેદસ્તરની ગોળી.

કાળોછડ તો. ૧, સડકચુરો તો. ૧, એલચી તો. ૧, દરૂનજ અકરબી તો. ૧, બમનલાલ તો. ૧, બમન સફેત તો. ૧, લવંગ તો. ૧, તમાલપત્ર તો. ૧, પીપર તો. ૧, સુઠ તો. ૧, રૂપાના વરખ નંગ ૧૦૦, સુન્નાના વરખ નંગ ૫૦, કસ્તુરી તોલો ૦।, જુંદ બેદસ્તર તોલા ચાર.

પ્રથમ ઉપરની સઘલી વસ્તુઓમાંથી જે ખાંડવા જેવી હોય તેને ખાંડીને વસ્ત્રગાળ કરવી. પછી તેમાં બન્ને જાતના વરખો ધુટીને મેળવવા ત્યારબાદ જુંદબેદસ્તરના ઝીણાં કટકા કરીને મધમાં નાખીને ધુટીને એક રસ કરવા, પછી ઉપરની બધી વસ્તુનું ચુરણ તેમાં નાંખી કસ્તુરી મેળવી એકત્ર કરી ગોળી વળે તેવું થાય એટલે ચીનીબોર જેવડી ગોળી વાલી સવાર સાંજ મધ સાથે ખાઇ ઉપર સારો ઘી દુધવાળો ખોરાક લેવો જેથી મરદાઈ શક્તિ, પુષ્ટી, બળ,

બુદ્ધી, વીગેરે વધારી ઘરડાને પણ જુવાન જેવી શક્તી આપે છે.

## બંધેજની ગોળી-૧૪.

અકલગરો, તો. ૧ જાવંત્રી તો. ૧, જાયફળ તો. ૧, ભાંગ સુદ્ધ કરેલી તો. ૧, ગાંજો સોપાણીએ ધોઇને શુદ્ધ કરેલો તો. ૧, એલચી તો. ૧, લવંગ તો. ૧, અફીણ તોલો ૧, હીંગલોક તો. ૧, વંગભસ્મ તો. ૧ ઉપરની વસ્તુઓ એકત્ર કરી સારી પેઠે ખલ કરીને પછી કેશર તોલો એક લઈ પાણીમાં ઘુંટી એકરસ કરી પછી ઉપરની તમામ વસ્તુ તેમાં નાંખી એક દીવસ ખલ કરી ગોળી વાળવા જેવું થાય ત્યારે ગોળી વટાણા પુરની કરી સુકવીને બાટલીમાં ભરી લેવી આ ગોળી સવાર સાંજ એકેકી દુધ સાથે ખાવાથી શકિત પુષ્ટી અને બળ વધે છે. તેમજ રાત્રે સમાગમ પહેલા એક કલાક અગાઉ ગોળી ૧ થી ૨ શરીરના બળ પ્રમાણે ખાઇ ઉપર દુધ પીએ અથવા શીરો ખાય તો અત્યંત બંધેજ થાય છે. પરંતુ આ ગોળી શરીરમાં સારી શકિત હોય અને ધાતુ બળવાન હોય તોજ ખાવી નહી તો થોડા દીવસ દુધ સાથે સવાર સાંજ ખાધા પછી શરીર બળવાન થાય ત્યારે બંધેજને માટે ખાવી.

## બીજી જાતની બંધેજની ગોળી-૧૫.

કંકોળ તો. ૧ સુઠ તો. ૧ અકલગરો તો. ૧ કેશર તો. ૧ પીપર તો ૧ જાયફળ તો. ૧ જાવંત્રી તો. ૧ ભાંગ તો. ૧ સુખડનો વેર તો. ૧ રૂમી મસ્તગી તો. ૧ અફીણ તો. ૧ એખરો તો. ૧ ઉટંગણના બી. તો. ૧ તજ તો. ૧ પ્રથમ અફીણ સીવાયની સઘલી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરી પછી અફીણનો કુશંબો કરી તેમાં બધી વસ્તુ નાંખી સારી પેઠે ખલ કરી ગોલી વળે એવું થાય ત્યારે ગોળી ચણા પુરની કરી છાયાંમાં સુકવી કાચના બુચવાળી શીશીમાં ભરી લેવી પછી દરરોજ સવારે તથા સાંજે ગોળી એક ઘી અને સાકરમાં મેળવીને ચાટવી અને ઉપર દુધ ગરમ કરીને એલચી સાકર નાખેલું શેર એક પીવું જેથી શરીરમાં નવુ લોહી લાવી, ધાતુની વૃદ્ધી કરી, બળ, બુદ્ધી અને શકિતમાં વધારો કરી ગમે તે કારણથી જતી ધાતુને અટકાવી હાથ પગ અને કમ્મરમાં તાકાદ આપી વૃદ્ધોને પણ એકવાર યુવાન જેવી શકિત આપે છે. અને બંધેજને માટે રાત્રે ગોળી ૧ થી ૨ એક કલાક આગમજ દુધ સાથે ખાવાથી બંધેજ થાય છે. ઈચ્છા

પુર્ણું થવાથી લીંબુનો રસ ચુસવાથી શાંન્તી થાય છે.

## શકિત અને પુષ્ટી માટે સર્વતોભદ્ર ગુટીકા—૧૬.

સુઠ, મરી, પીપર, હરડાં, બેડા, આંમળા, તજ, તમાલપત્ર, એલચી, જાયફળ, જાવંત્રી, લવંગ, અકળગરો, જેઠીમધ, સતાવરી, કવચાં, ગોખરૂ, આશન, બળબીજ, એખરો, ધોળીમુશલી, કાળી મુશલી, ભોયકોહેલુ, ચોપચીની સાલમ, કેશર, કમળ કાકડી, કમરકશ, ખેરીગુંદર, લોહભસ્મ, પ્રવાળભસ્મ, વંગભસ્મ, ઉપરની તમામ વસ્તુ સરખે ભાગે લઈ ખાંડવા જેવી વસ્તુ ખાંડી વસ્ત્રગાળ કરી ભાંગના રસમાં ઘુટી ગોળી વટાણાપુરની કરી તમામ પ્રકારની નબળાઈમાં સવાર સાંજ ગોળી ૧ થી ૨ દુધ સાથે લેવી આ ગોળી સાત વરસ ઉપરાંતના છોકરાંઓને, બૈરાંઓને તેમજ પુરૂષોને સઘળાને આપી શકાય છે. અને વીર્યવૃદ્ધી કરવામાં તેમજ બળ બુદ્ધી અને લોહી વધારવામાં ઘણું સારૂ કામ કરે છે. માટે બુદ્ધીપુર્વક વાપરવાથી તમામ માણુશોને તાત્કાળીક ફાયદો કરી સ્વપ્નાવસ્થામાં થતો વિર્યપાત પણ અટકાવે છે.

## પાક બનાવવાની રીત.

દેશી અને યુનાની વૈદકમાં ખાસ શક્તી અને પુષ્ટી આપનારા પાકો ઘણી જાતના છે. અને તે બે ત્રણ રીતે બનાવવામાં આવે છે. દાખલા તરીકે સાલમપાક. સાલમને દુધમાં રાંધીને પછી તેને ઘીમાં ખાવો કરી. બીજા વસાણા મેળવી ખાંડ અથવા સાકરની ચાસણી કરી તેમાં ઠારીને ચોસલાં પાડવામાં આવે છે.

**બીજી રીતઃ**—સઘળી વસ્તુને ખાંડી શેકવા જેવી વસ્તુને ઘીમાં સેકી તેમાં ખાંડ કે સાકર નાંખી ઘીમાં એકત્ર કરી મગજની માફક ઠારીને કટકા પાડવામાં આવે છે.

**ત્રીજી રીતઃ**—સઘળી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરી એખલા મધમાં મેળવી લોચા જેવું બનાવી તેમાંથી દરરોજ વજન પ્રમાણે ખાવામાં આવે છે.

**ચોથી રીતઃ**—મેથી વીગેરેના લાડવા કરવામાં કેટલાંક પુષ્ટીક વસાણા અને અડદ અથવા ચણાનો લોટ ઘીમાં શેકીને તેમાં ગોળ, ખાંડ અને ઘી જોઈતા પ્રમાણમાં નાખી લાડવા કરીને ઠારવામાં આવે છે.

**પાંચમી રીતઃ**—બૈરાંઓને માટે ગુંદર બનાવવાની છે. તેમાં બાવ-

જીના ગુંદરને પ્રથમ ઘીમાં ફુલાવીને પછી તેમાં યોગ્ય વશાણુ મેળવીને તેના લાડવા અથવા ચોસલાં બનાવવામાં આવે છે.

આ પ્રમાણે પાકો બનાવવાની જુદી જુદી રીતો છે. પરંતુ એ બાબતમાં ખાસ લક્ષમાં રાખવા જેવી એ વાત છે કે પાકમાં નાખવાના વસાણુ ઘણું કરીને ગાંધીઓને ત્યાંથી લાવવામાં આવે છે. અને તેઓ જે વસ્તુ આપે છે. તે આપણે ખરાં માનીને પાકમાં નાખીએ છીએ. પરંતુ એમાં ઘણી વખત ગાંધી લોકો ઘોટાળો કરે છે. માટે જે જે વસ્તુ લેવી તે ખાશ ઓળખીને ખાત્રી કરીને લેવી; જો આપણે એવી બાબતથી અજાણુ હોઇએ, તો ખાસ કરીને જે માણુસ વશાણુને ઓળખતું હોય તેવા માણુસને સાથે રાખીને વસ્તુઓ લેવી. અને બીજી વાત એ પણ ધ્યાનમાં રાખવી કે કોઇપણ વસ્તુ જુની અને સડેલી લેવી નહી કારણુ કેટલીક વસ્તુઓ ૬ માસમાં, કેટલીક ત્રણ માસમાં, અને કેટલીક વરશ દીવસમાં ગુણુહીન થઈ જાય છે. જેથી એવી વસ્તુઓ પાકમાં નાખવાથી પાક ગુણુ કરતો નથી અને ખરચેલા પૈસા નકામા જાય છે.

## સાલમ પાક–૧.

સાલમ પંજાબી તો. ૫ ધોળી મુશલી તો. ૫ આશન તો. ૨ સુઠ તો. ૨ પીપર તો. ૨ મરી તો. ૨ તજ તો. ૧ લવંગ તો. ૧ જાયફળ તો. ૧ જાવંત્રી તો. ૧ કેશર તો. ૧ પીપરીમુળ તો. ૧ ગોખરૂ તો. ૨ સતાવરી તો. ૨ બળબીજ તો. ૨ એખરો તો. ૨ કાળી મુશલી તો. ૨ કવચાં તો. ૨ ઉટંગણુનાબી તો. ૨ બદામ તો. ૧૦ દુધીનો મગજ તો. ૫ તરબુચનો મગજ તો. ૫ કમળકાકડીનો મગજ તો. ૫ લોહભસ્મ તો. ૨ વંગભસ્મ તો. ૧ પ્રવાળભસ્મ તો. ૧ સીલાજીત સુદ્ધ તો. ૩, કસ્તુરી તો. ાા

પ્રથમ સાલમ તથા ધોળી મુશલીને ઝીણી ખાંડી દુધ શેર દશમાં નાંખી ઉકાળીને માવો કરવો પછી તે માવામાં ગાયનું ઘી શેર ૧ાા નાંખીને માવાને ખવો કરવો. પછી બદામના છોડા કાઢી નાખી બીજા મગજો ભેગા ખાંડી તેને ઘીમાં શેકી માવા ભેગા કરવા પછી ખાંડવા જેવી વસ્તુ ખાંડી વસ્ત્રગાળ કરી બધી વસ્તુને એકરસ કરી સાકર શેર ચારની ચાસણી કરી તેમાં બધુ નાંખી હલાવીને થાળીઓમાં ઠારીને કટકા પાડવા આ પાક દરરોજ નવટાંકથી વધારે ખાવો નહી.

અને પાક ખાઇને ઉપર પચે તે પ્રમાણે દુધ પીવું જેથી શક્તિ પુષ્ટી બળ વિર્ય વીગેરે વધારી શરીરને બળવાન કરે છે.

## ગોખરૂ પાક–૨.

ગોખરૂ શેર ૦।, એખરો તો. ૨, સામરનો કંદ તો. ૫ ધોળી મુશલી તો. ૫, કાલીમુશલી તો. ૨, મોચરસ તો. ૨, કવચાં તો. ૫, ઉટંગણનાબી તો. ૫, સમુદ્રશોસનાબી તો. ૨, તજ તો. ૧, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, સુઠ તો. ૧, મરી તો. ૧, અકલગરો તો. ૧, લવેગ તો. ૧, એલચી તો. ૧, ચીની કબાલા તો. ૧, ભાંગ સેકેલી સુદ્ધ તો. ૫, બદામનો મગજ તોલા ૨૦, સીંગોડા તોલા. ૨૦ પ્રથમ બદામના છોડા કાઢી તેને વાટીને ઘીમાં શેકવી પછી શીંગોડા ખાંડીને ઘીમાં સેકવા પછી બીજી બધી વસ્તુ ખાંડી વસ્ત્રગાળ કરી બદામ અને શીંગોડા સાથે એકરસ કરવું. પછી સાકર શેર ત્રણની ચાસણી કરતી વખતે તેમાં કેશર તોલો એક વાટીને નાંખવું. અને ચાસણી થાય ત્યારે બધી વસ્તુઓ એકત્ર કરીને ચાસણીમાં નાંખી થાલીઓમાં મેસુરની માફક ઠારવુ. આ પાક દરરોજ સવારે તોલા પાંચ ખાઇને ઉપર દુધ પીવું જેથી શક્તિ, પુષ્ટી, બળ, અને વિર્ય વધે છે. તેમજ ધાતુ સબંધી તમામ વિકારોને દુર કરી શરીરમાં જાગ્રતી આપી કમ્મર, હાથ, પગ, વીગેરેના દુખાવાને બધ કરે છે.

## બદામ પાક–૩.

બદામ શેર એ, કેશર તોલા ૨, એલચી તો. ૨, કવચાં તો. ૫, એખરો તો. ૨ ગોખરૂ તો. ૫, સીંગોડા તો. ૫, દુધીનો મગજ તો. ૫, તરબુચનો મગજ તો. ૫ કમળ કાકડીનો મગજ તો. ૫ સુઠ તો. ૨, પીપર તો. ૨, એલચી તો. ૫, લવંગ તો. ૧, જાયફલ તો. ૧, તજ તો. ૧, જાવંત્રી તો. ૧ અકલગરો તો. ૧ આશન તો. ૨, સતાવરી તો. ૨ બળબીજ તો. ૨. વંગભસ્મ તો. ૧, લોહભસ્મ તો. ૧, સીલાજીત તો. ૧, રૂપાના વરખ નંગ ૫૦, સુન્નાના વરખ નંગ ૨૫, પ્રથમ બદામને છોલીને ઝીણી ખાંડવી તેમજ દુધીનો તડબુચના વીગેરે મગજો અને શીંગોડા જુદા ખાંડીને તૈયાર કરવા પછી બીજી ખાંડવા જેવી વસ્તુ ખાંડી વસ્ત્રગાળ કરી તેમાં ભસ્મો અને સુન્નારૂપાના વરખ મેળવવા પછી બદામને ગાયના ઘીમાં લાલ થાય ત્યાં સુધી સેકવી અને ત્યારબાદ શીંગોડા તથા બધી જાતના મગજોને

ઘીમાં સેકીને બધાને એક રસ કરી: સાકર શેર ચારની ચાસણી કરી તેમાં મેળવી ઠારીને કટકા પાડવા. અને દરરોજ નવટાંકને આશરે ખાઈ ઉપર દુધ પીવું જેથી છાતીમાં શકિત આવી. વિર્યને વધારી જતી ધાતુને અટકાવી, મગજ અને શરીરમાં સંપુર્ણ શકિત આપી બળ, બુદ્ધી અને શક્તિ વાપરે છે.

## મેથી પાક-૪.

મેથી શેર ૧, આશન ૦)= સુઠ ૦)= કવચાં ૦)= ધોળીમુશરી કાળીમુશલી ૦)= એખરો ૦)= ચોપચીની ૦)- ગોખરૂ ૦)= કોપરાં શેર ૦। તજ તો. ૧ મરી તો. ૧, પીપર તો. ૧, પાનની જડ તો. ૧, તેજબળ તો. ૧, લવેંગ તો. ૧, અકલગરો તો. ૧, એલચી ૦)= કમરકસ તો. ૨, સતાવરી તો. ૨, બદામ શેર ૦॥ ચારોલી ૦। પસ્તાં ૦। ખસખસ ૦)= અશાલીઓ ૦)= ખેરનો ગુંદર ૦)= ચણાનો લોટ શેર ૧, અડદનો લોટ શેર ૦॥ શીંગોડાનો લોટ ૦। પ્રથમ મેથીને સાતવાર ઘંટીમાં દળાવવી પછી ખાંડવા જેવી વસ્તુ ખાંડીને ચાળવી, ત્યારબાદ બધી જાતના લોટને તથા બદામ વીગેરે મગજોને ઘીમાં સારી પેઠે સેકવા અને બધાને એકત્ર કરી કોપરાં ને પણ સેકીને નાંખવાં પછી ઘી શેર બે તથા ગોળ શેર બે નો ચુલે મુકીને પા કરવો પછી બધી વસ્તુમાં શાકર શેર બે ખાંડીને મેળવવી અને બધાને એકત્ર કરી ઘી ઠારીને કટકા પાડવા. રોજ સવારે નવટાંકથી પાશેર સુધી ખાવાથી હાથ, પગ, અને કમ્મરમાં શકિત આપી, શરીરમાં બળ પુષ્કળ વધારે છે. મરદ અને બૈરા બન્નેથી ખવાય છે.

## પીપર પાક-૫.

સારીનવી પીપર તોલા. ૪૦ લઇ ખાંડીને વસ્ત્રગાળ કરવી. પછી ગાયનું દુધ શેર સાત લઇ તેમાં પીપર નાંખી ચુલે ચઢાવી ધીમે તાપે માવો કરવો પછી તેમાં ઘી શેર ત્રણ નાંખી ખવો કરવો પછી તેમાં કવચાં, કાળી મુશલી, તજ, તમાલપત્ર એલચી, નાગકેશર, વાસકપુર લવેંગ, અકલગરો, પીપરમુળ, સુઠ, સડકચુરો, લોહભસ્મ, એ બધી વસ્તુ બબે તોલા ઝીણા કરીને મેળવવા પછી સાકર શેર ચારની ચાશણી કરી તેમાં મેળવી ઠારીને કટકા પાડવા. અને ખાનાર માણસની સક્તી અને જઠરનો વિચાર કરી યોગ્ય પ્રમાણમાં ખાવાથી સર્વ ધાતુઓને જઠરાગ્નીને તથા શકિતને સતેજ કરે છે. તેમજ હ્રદય

અને છાતીને બળ આપી ધાતુની વૃદ્ધી કરે છે. તેમજ જીર્ણુંજ્વર ક્ષય, શ્વાસ, કાસ વિગેરેને દુર કરી હાથ પગ અને કમ્મરના દુખાવાને મટાડે છે. અને શરીર તેજવાન બનાવી ઢીલી પડેલી નસોમાં પુસ્કળ તાગાદ આપી નપુંશક પણાને દુર કરી ખરેખરી મરદાઈ આપે છે.

## ભુરાં કોળાનો પાક ૬.

ભુરૂ કોળુ (સારૂ પાકુ) શેર દશનું લઈ તેના કટકા કરી બી કાઢી નાંખી, છીણીથી છીનીને કપડામાં ધાલીને નીચોવવું પછી તે છીનમાં ઘી શેર બે મુકીને સારૂં લાલ થાય ત્યાં સુધી સેકવું પછી કોળાને નીચોવતાં જે પાણી નીકળ્યું હોય તેને ગાળીને તેમાં સાકર શેર પાંચ નાંખીને ધીમા તાપે ચાસણી કરવી. પછી તેમાં નીચેની વસ્તુઓ ખાંડીને વસ્ત્રગાળ કરીને મેળવવી. સુઠ, મરી, પીપર, જીરૂ, ધાણા, તજ, તમાલપત્ર, એલચી પીપરીમુળ, આમળા, શાહજીરૂ, લવેંગ, એ બાર વસ્તુઓ બબે તોલા મેળવી ચાસણીમાં એક રસ કરી થાળીમાં પાથરી કટકા પાડવા આ પાક સવારે તોલા પાંચથી સાત સુધી ખાઇ ઉપર ગાયનું દુધ શેર ા। પીવાથી વાયુ વિકાર, લોહી વિકાર સ્ત્રીસંગથી આવેલી ક્ષીણુતા, સોસ, ઉધરસ, ક્ષયના બળખામાં પડતું લોહી વીગેરેને દુર કરી શરીરમાંથી નાશ પામેલું વીર્ય પાછું લાવી શક્તિ અને પુષ્ટી આપે છે ખાવાનું વજન માણસનું બળાબળ વિચારી ઓછું અથવા વધારે કરવું.

## નારીયેળ પાક—૭.

નાળીયળનું ખમણ દુધ નીચોવેલુ શેર ર॥. ચારોલી શેર ૧, બદામ છોલેલી શેર એક, ગાયનું દુધ શેર ૧૦ માં નાખી ધીમે તાપે ઉકાળી માવો કરવો પછી તેમાં ગાયનું ઘી શેર ત્રણ નાંખી ખવો કરવો પછી તેમાં નીચેની વસ્તુઓ ખાંડીને વસ્ત્રગાળ કરીને નાખવી.

હરડાં, બેડાં, આમળા, સુખડનો વેર, મોથ, પીપર, મરી, સુઠ, સતાવરી, નાગકેશર, એલચી, તમાલપત્ર, તજ, આશન, જટામાંશી, સડકચુરો, ધાણા, જીરૂ, ભોયકોહોલુ કૃવચાં, લવીગ, જાયફળ, જાવંત્રી, કેશર, એ વસ્તુઓ બબેરૂપીઆ ભાર અને કસ્તુરી તોલો એક સાકર શેર પાંચની ચાસણી કરી બધી વસ્તુ એકઠા કરીને ચાસણીમાં નાંખી થાળીમાં પાથરી બબે રૂપીઆભારના કટકા પાડી દરરોજ તોલા પાંચ ખાઇ ઉપર દુધ પીવુ જેથી હાથ પગ કમ્મર વીગેરેનો દુખાવો મટી

શરીરમાં વિર્યની વૃદ્ધી કરી વાયુ, શરદી, નબળાઈ, ખાંશી, શ્વાસ વીગેરે રોગોમાં ફાયદો કરી શરીર તેજવાન બનાવે છે.

## વિજયા (ભાંગ) પાક ૮.

ભાંગ શુદ્ધ કરલી તોલા ૨૦ દુધ શેર પાંચમાં નાખી ચુલે ચઢાવી ધીમા તાપે બાળીને માવો કરવો પછી તેમાં ગાયનું ઘી શેર ૨ નાંખી માવાનો ખવો કરવો અને ત્યાર પછી સુંઠ, મરી, પીપર, લવંગ, એલચી, અકલગરો, જાયફળ, જાવંત્રી, આસન, સાટોડીના મુળ, કવચાં, બળબીજ, એટલી વસ્તુઓ બબે રૂપીઆ ભાર લેવી. અને દુધીનો મગજ તોલા ૫ બદામનો મગજ તોલા ૧૦ સાકર શેર ૪ ઉપરની વસ્તુઓમાંથી ખાંડવા જેવી વસ્તુઓને ખાંડી વસ્ત્રગાળ કરવી અને બદામના મગજને છોલી દુધીનો મગજ તથા બદામના મગજ એ બન્નેને જુદા ખાંડી ઘીમા સેકીને બધાની સાથે એકત્ર કરવું પછી સાકરની ગાસણી ગુલાબ જળમાં કરી બધુ તેમા મેળવી થાળીમાં ઢાળીને એકેક રૂપીઆભારના કટકા પાડી દરરોજ એકથા બે કટકા ખાઇ ઉપર ગરમ કરેલું દુધ પીવું જેથી ધાતુપુષ્ટ થઇ બળ શક્તિ અને લોહી વધે છે તેમજ શ્વાસ કાસ નપુંષકતા સંગ્રહણી સ્ત્રીઓને થતો પ્રદર વિગેરે રોગોમા પણ સારો ફાયદો કરે છે.

## કોચાં પાક—૯.

કોચાં લાવી તેને ફોડીને બીચ કાઢવી તે બીજ શેર બે અને ગાયનુ દુધ શેર દશ, કોચાની બીચને ખાંડીને વસ્ત્રગાળ ચુરણ કરી દુધમાં નાખી ચુલે ચઢાવી બાળીને માવો કરવો પછી તે માવામાં ગાયનું ઘી શેર અઢી નાંખી ખવો પાડવો પછી તેમાં અકલગરો લવંગ, સુંઠ, ગોખરૂ, અજમો, મોથ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, ચીનીકબાલા, વાંસકપુર, બળબીજ, આશન, સતાવરી, ધોળી મુશળી ભોંયકોહોળુ. એટલી વસ્તુઓ બબે તોલા લેવી અને કેશર, હીંગલોક, લોહભસ્મ. વંગભસ્મ. અભ્રકભસ્મ એ પાંચ વસ્તુઓ એકેક તોલો લેવી પ્રથમ ખાંડવાની વસ્તુને ખાંડી માવાની કીટી સાથે ભેળવું. પછી ભસ્મો અને કેશર વાટીને એકત્ર કરવું પછી સાકર શેર ચારની ચાસણી કરી તેમાં નાખી પાક તૈયાર કરવો આ પાક તોલા ૧ થી ૨ સુધી ખાઇ ઉપર દુધ પીવાથી વિર્યનું ક્ષીણ થવુ. પ્રમેહ, શક્તિ, પુષ્ટી, બળ વિગેરે. ધાતુ સંબંધી રોગો ને દુર

કરી વિર્યની વૃદ્ધી કરવામાં રામબાણ છે.

## શીયાળામાં ખાવા માટે મુશળી પાક-૧૦.

ધોળી મુશલી શેર ાા ને ખાંડી દુધ શેર પાંચમાં નાંખી માવો કરી તેમાં ઘી શેર ૧ નાંખી ખવો કરવો પછી બદામ શેર ાા ને છોલી ખાંડી ઘીમાં શેકવી અને ત્યાર પછી સોગોડાં શેર ાા ચણાનો લોટ શેર ૧ એ બન્નેને ઘીમાં સેકીને ઉપરની બધી વસ્તુ ભેગી કરવી પછી તેમાં નિચેની વસ્તુઓ ખાંડી વસ્ત્રગાળ કરીને નાખવી ગોખરૂ એખરો બળબીજ સતાવરી કાળી મુશલી ચોપચીની ઉટંગણના બી. સદરહુ સાત વસ્તુઓ બબ્બે તોલા નાંખવી અને સુઠ, મરી, પીપર, પીપળીમુળ, તજ, તમાલપત્ર, નાગકેશર, જાયફળ, જાવંત્રી, લવંગ, એલચી, ચીનીકબાલા, તેજબલ, આશન, અકલગરો, એ પંદર વસ્તુ એકેક તોલો લેવી પછી બધાને ભેગુ કરી બધાનુ જે વજન થાય તેની બરાબર ખાંડ નાંખીને એક રસ કરવું પછી જોઈતા પ્રમાણમાં ઘી નાંખી થાળીમાં ઠારવું અથવા લાડવા વાળવા. આ પાક દરરોજ સવારે તોલા ૫ થી ૮ સુધી ખાવો જેથી શકિત પુષ્ટી બળ વિર્ય વધે છે તેમજ હાથ પગ કમ્મર વિગેરેમાં શક્તિ આપી દુખતાં હોય તો મટાડે છે.

## સ્ત્રીઓ માટે ગુંદરપાક-૧૧.

બાવળનો ગુંદર શેર ૧ લઇ તેને ઘી શેર એકમાં તળવો પછી શીંગોડા શેર ાા દુધીનો મગજ ૦)= તડબુચનો મગજ ૦)= કમળ કાકડીનો મગજ ૦)= કોપરાં શેર ૦ા બદામ શેર ૦ા એ છ વસ્તુને ખાંડી ઘીમાં શેકવી પછી જવનો લોટ શેર ાા ઘઉંનો લોટ શેર ાા ચણાનો લોટ શેર ાા એ ત્રણે લોટને ઘીમાં સારી રીતે સેકવા પછી તેમાં નીચેની વસ્તુ ખાંડી વસ્ત્રગાળ કરીને મેળવવી. સુઠ, ગોખરૂં, ખસખસ, પીપર, મરી, પીપરીમુળ, જાયફળ, જાવંત્રી એલચી, તેજબળ, તજ, અકળગરો, એ બધુ બબ્બે તોલા લેવું. પછી બધાને એકત્ર કરી જે વજન થાય તેટલું વજન ગોળ અને ખાંડ મળીને નાંખવું પછી જોઇતા પ્રમાણમાં ઘી નાખી થાળીમાં ઠારીને કટકા પાડવા અથવા નવટાંક વજનના લાડુ કરવા આ પાક સ્ત્રીઓને માટે ઘણો સારો છે. જો સ્ત્રીઓ આ પાક શીયાળામાં બનાવીને ખાય તો કમ્મરનો દુખાવો શરીર ધોવાવું, અશકિત, તોડ, નબળાઇ વિગેરેને દુર કરી શકિત આપે છે.

# ચુવા-તેલ-લેપ બનાવવાની રીત. ૧

શકિત-પુષ્ટી અને બળને માટે આ પુસ્તકમાં ચૂર્ણો-ગોળીઓ-પાકો વિગેરે ખાવાના ઉપાયો આપવામાં આવ્યા છે. પરંતુ કેટલીક વાર નપુષકતા અને નામરદીમાં ઇંદ્રીની નસો ઢીલી પડી જાય છે. જેથી તેના ઉપર ચોપડવાને તથા ચોળવાને કેટલીક જાતના ચુવા અને લેપો વિગેરેની જરૂર પડે છે. તે બનાવવાને ખાસ અનુભવેલા ઉપાયો આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે. તેમાં ઘણી ખરી વસ્તુઓ ઝેરી હોવાથી બનાવતી વખતે તેનો ધુમાડો આંખને નહીં લાગે તેની ખાસ સંભાળ રાખવી. એટલુંજ નહી પણ એ વસ્તુઓ વાપરતી વખતે પણ કેટલીક સંભાળ રાખવાની છે. કારણ એવી વસ્તુઓ ઘણી ગરમ હોવાથી ઇંદ્રિના આગલા ભાગ (સોપારી) ને લાગવાથી સે.જો આવી જાય છે. અથવા ઇંદ્રના આગલા ભાગમાં ફોલ્લીઓ થઈ આવે છે. માટે લગાડતી વખતે ઉપર નીચેની નેસ ઉપર માલીશ થાય અને પચે તે પ્રમાણે સંભાળ રાખીને લગાડવું. તેમજ એવી વસ્તુઓ પાન અથવા ધંતુરાના પાત્રા ઉપર ચોપડીને ઇંદ્રિ ઉપર બાંધવાની હોય છે. તે એવી રીતે બાંધવું કે આગલા ભાગની સુંવાળી ચામડીને લાગે નહી. વિશેષ એવી વસ્તુઓ લગાડીને અથવા ચોપડીને હાથ સારી પેઠે સાબુ અથવા માટી લગાડીને ધોવા બીજી એક વાત એ પણ લક્ષમાં રાખવી કે એવી વસ્તુવાળા હાથ આંખને નહી લાગે તે ધ્યાનમાં રાખવું. આ પુસ્તકમાં આપેલા સુવા અને લેપો ઘણું કરીને પાતળી યંત્રે અથવા કાંકડો સળગાવીને તેના ટીપા નીચેના વાસણમાં પાડવાના છે અને કેટલાક ઉપાયો ખાશ કરીને ઇંદ્રિના ઉપર લેપની માફક ચોપડવાના છે અને કેટલાક ઉપાયો નસો ઉપર ઘસવાના છે માટે જે ઉપાય કરવો તે ખાસ ચોકસાઇથી કરવો. કારણ ઉપાયો ખાસ અજમાવેલા અને ચાલુ છે જેથી નીષ્ફળ જવાની ધાસ્તી રાખવી નહી. પરંતુ એટલી વાત ધ્યાનમાં રાખવી કે એક ઉપાયથી કદાચ ફાયદો નહી થયો તો બીજો બનાવીને તેનો ઉપયોગ કરવો.

બીજી એક વાત એ ધ્યાનમાં રાખવાની છે કે આમાના પ્રયોગોમાં જે જે વસ્તુઓ લખેલી છે. તેમાં કેટલીક મુગલાઈ અને દેશી છે. પરંતુ તે વસ્તુ લેતી વખતે ધ્યાન રાખવું કે વસ્તુ ખોટી કે બનાવટી

હોય નહી કારણ કેટલાક માલ વેચનારા કોઈ વસ્તુને બદલે બનાવટીજ વસ્તુ આપી દે છે માટે એ બાબતમાં ધ્યાન રાખવું અથવા એવી વસ્તુઓ બનાવવાને ખરી અને ખાત્રીની વસ્તુઓ જોઇતી હોય તો અમને નિચેને શરનામે લખીને પુછાવવું કારણ હમે એવી વસ્તુઓ ખાસ જયાં થતી હોય ત્યાંથી જથાબંધ મંગાવી રાખીએ છીએ. જેથી પ્રથમ ડબલ કાગળ લખીને ભાવ પુછાવવા. પછી જોઇએ તે પ્રમાણે મંગાવવી.

મળવાનું ઠેકાણું—
વૈદ ધીરજરામ દલપતરામ પ્રાણાચાર્ય.
રૂવાળાને ટેકરે—સુરત.

---

## નામરદી માટે તેલ—૧.

ગંધક આમલસારો તોલા ૧૦. તલ કાળા તો ૧૦. માલકાંગણી નાખી તો. ૫, લવેગ તો. ૫, પીપર તો. ૫ ટંકણ તોલા ૫, વછનાગ તો. ૧, કુકરની ચરબી તો. ૫, ખાંખણ તો. ૧૦.

પ્રથમ ખાંડવાની વસ્તુને ખાંડી તેમાં બીજી બધી વસ્તુઓ એકત્ર કરી પાતાળી યંત્રથી તેલ કાઢી શીશીમાં ભરી લેવું. આ તેલ ઈંદ્રીની ઢીલી પડેલી નસો ઉપર માલીશ કરવાથી ઇદ્રીની નસોમાં તાકાદ આવે છે. તેમજ અતીશય સ્ત્રીસંગ કરવાથી, હસ્તમૈથુન કરવાથી અથવા બીજા ગમે તે કારણથી આવેલી નામરદી નપુષકતા. વિગેરે દુર થાય છે. આ તેલ માલીસ કરવુ અને ખાવામાં હમારી પુષ્ટીપ્રભા ગુટીકા સવાર સાંજ દુધ સાથે ખાવી જેથી તાત્કાળીક ફાયદો થશે. પુષ્ટીપ્રભા ગુટીકા એક માસની ગોળી ૬૦ ના ફકત રૂપીઆ સવા બે પડે છે.

## નપુંષકતા માટે ચુવો ૨.

ગાયનુ ઘી તોલા ૧૦. બીરબોટી તો. ૫. ધંતુરાના બી તો. ૨॥. વછનાગ તો. ૨॥. જાયફળ તો. ૨॥. હડતાળ તો. ૨॥. ગંધક આમળસારો તોલા ૨॥. ધોળા કરેણના મુળની છાલ તો. ૨॥. લવંગ તો. ૨॥. સોમલ પીળો તોલા ૨॥. વનવાગળની ચરબી તો. ૧૦. સાંઢાની ચરબી તો. ૧૦. બધી વસ્તુને યુક્તીપૂર્વક એકત્ર કરી પછી ડોટીના કપડાં ઉપર ચોપડી તેનો કાકડો કરીને યુક્તીપૂર્વક પકડી સળગાવવો અને તેની નીચે વાસણ રાખવુ જેથી કાકડામાંથી ચુવો વાસણમાં

પડશે તે ચુવો ઠંડો પડે ત્યારે એક શીશીમાં ભરી લેવો અને તમામ પ્રકારની નપુંષકતામાં, ઈંદ્રી ઉપર માલીસ કરવો જેથી નપુંષકતા મટી ખરેખરૂં પુરૂષાતન પ્રાપ્ત થાય છે અને વાંકી વળેલી ઈંદ્રીને પણ સીધી કરી તાકાદ આપે છે. આ ચુવાની સાથે ખાવાની દવામાં હમારી મદન શાંન્તા ગુટીકા સવાર સાંજ શીરા સાથે ગોળી નંગ બે મધમાં કાલવીને ચાટવી. આ ગોળી વૈદરાજોને પાંચ રૂપીએ તોલો આપવામાં આવે છે અને છુટક મંગાવનારને રૂપીઆ એકની ગોળી દશ આપવામાં આવે છે.

## ષંઢત્વ વિનાષક તેલ ૩.

વાઘની ચરબી તો. ૧૦. સાંઢાની ચરબી તો. ૧૦. બીરબહોટી તો. ૫. અળસીઆં તો. ૫. મરેલો કાળો વીછુ તો. ૨ાા. મનસીલ તો. ૨. હડતાલ તો. ૨. ધંતુરાના બી તો. ૨. અજમો તો. ૨. કેશર તો. ૨. અગર તો. ૨. જાયફળ તો. ૨. તજ તો. ૨. લવેંગ તો. ૨. અક્લગરો. તો. ૨. માલકાંગણી તો. ૧૦. જાવંત્રી તો. ૨. ઝેરકચુરાનો ભુકો તો. ૫. વછનાગ તો. ૨. સોમલ તો. ૨. ખાંખણુ તો. ૧૦. બધી વસ્તુમાંથી ખાંડવા જેવી વસ્તુઓ ખાંડી તેમાં ચરબી વીગેરે મેળવી એક તાંબાના સાંકડા મોડાના વાસણમાં ભરી તેના મો ઉપર માથાના વાળનો ડુચો મારી પાતાળી યંત્રની રીતેથી તેલ કાઢી એક શીશીમાં ભરી લેવું. પછી તે તેલમાં સારૂં ઉચી જાતનું હિનાનુ અત્તર તોલો એક મેળવવુ. પછી એ તેલનું માલીશ-ઈંદ્રી ઉપર કરવાથી ઈંદ્રીની કમજોરી નસોનું ઢીલાપણું નપુષકતા હાથરસથી આવેલી નબલાઈ, ઈંદ્રીનુ ટેડાપણુ, નામરદી વિગેરે રોગોમાં તાત્કાળીક ફાયદો કરે છે. આ તેલનું માલીશ ચાલતું હોય ત્યારે ખાવાની દવામાં હમારો "કામદેવરસ" સવાર સાંજ ગોળી એક મધમાં ચાટી ઉપર સાકર નાખેલું ઉકાળેલુ દુધ પીવું જેથી તમામ પ્રકારની નામરદી મટાડી શકિત પુષ્ટી અને બળ આપી તાત્કાળીક ફાયદો કરે છે "કામદેવરસ" હમારા દવાખાનામાં દશ રૂપીએ તોલો આપવામાં આવે છે. માટે ઇચ્છા હોય તેણે મંગાવી લેવો.

## મરદાઇનો લેપ ૪

તજ-જાયફળ-અગર, વછનાગ. સફેતકરેણાનુ મૂળ. ધંતુરાનુ મૂળ. એ બધી વસ્તુને ઘોડાના મુત્રમાં સરખે વજને ઘસવી પછી બધાને એકત્ર કરી ઈંદ્રી ઉપર લેપ કરવો. અને મલમલના કપડાંનો

પાટો બાંધવો આ પ્રમાણે થોડા દીવસ કરવાથી ઇંદ્રીની નસોમાં તાગાદ આવી ઇંદ્રી વાંકી થઇ ગઇ હોય. ચૈતન્ય નાસ પામ્યુ હોય. નસો ઢીલી પડી ગઇ હોય, નપુંસકતા આવી હોય તે સઘલુ દુર કરી ઇંદ્રીમા બળ આપી ઘરડા માણુસોને પણ જુવાન જેવી શકિત આપે છે. આ લેપ રાત્રે ચોપડી આખીરાત રહેવા દઈ સવારે ગરમ પાણીથી ધોઈ નાખવો. અને ઇંદ્રીના આગલા ભાગને લાગે નહી. તેની સંભાળ રાખવી.

## મરદાઈની પટ્ટી ૫

સારી ઉંચી જાતનુ મલમલનું કોરૂ કપડુ એક ગજ લેવું. પછી તેને ગરમ પાણીથી સારી પેઠે ધોઇને તેમાની ખેળ કાઢી નાખવી. પછી તેને સુકવીને આંકડાના પાત્રાના રસમાં બોળીને છાયે સુકવવુ. ત્યાર પછી તે કપડાંને આંકડાના દુધમાં પલાળી છાયે સુકવવુ. એ પ્રમાણે અગીઆર વાર તે કપડાંને આંકડાના દુધમાં બોળી બોળીને સુકવવુ. પછી તેમાંથી ઇંદ્રીની આશપાસ વીટાઇ રહે એટલો કટકો કાતરથી કાપીને એક તવીમાં થોડુ ઘી મુકી તે ગરમ થાય એટલે પેલો કટકો તેના ઉપર પાથરી કટકામાં રતાસ આવે ત્યાં સુધી બન્ને બાજુ ફેરવ્યા કરવો પછી ઠંડો પડે ત્યારે ઇંદ્રી ઉપર ફરતો પટ્ટીની માફક ચોડી તેના ઉપર બીજો પાટો બાંધવો. આ પ્રમાણે રાતે પટ્ટી મારી સવારે કાઢી નાખીને ઇંદ્રીને સાબુથી ધોવી. પાછી બીજે દીવસે એજ પટ્ટી બીજી બાજુ ઉથલાવીને મારવી આ પ્રમાણે થોડા દીવસ કરવાથી ગમે તે પ્રકારનો નામરદ હોય—નપુંસકતા આવી હોય—ઇંદ્રી વાંકી થઇ હોય—હસ્ત મૈથુન કરવાથી ઇંદ્રીની નસો ઢીલી પડી ગઈ હોય. તે સઘળીને દૂર કરી ઇંદ્રીમાં સંપુર્ણ પણે તાકાદ આપી ખરેખરી મર્દાઈ આપે છે. આ પટી મારવાથી જો ઇંદ્રી ઉપર ગરમી આવે એટલે ઝીણી ફોલીઓ થઈ આવે તો માખણ અથવા ધોયેલું ઘી લગાડવું અને ફોલ્લીઓ મટે ત્યાં સુધી પટ્ટી મારવાની બંધ રાખવી અને મટી જાય એટલે પાછી પટી બાંધવી. આ પ્રમાણે ગરમી કોઇકને થાય છે પરંતુ તેથી જરા પણ ગભરાવું નહી. કારણ આ પ્રયોગ એવો સારો છે કે એનાથી ઘણા નામરદીના દરદીઓ સારા થયા છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે ખાવાના ઉપાયમાં "સુવર્ણ ચંદ્રોદય ગુટીકા" ચાલુ કરવી જે ગોળી હમારે ત્યાં પંદર રૂપીએ તોળો મળશે. તે ગોળી દરરોજ શાકરના શીરા સાથે ખાવી જેથી ગમે તેવો નામર્દ થોડા વખતમાં સારો થાય છે.

## મરદી માટે લેપ-૬.

ચોમાસામાં ભેંસના અથવા ગાય કે બળદના શીંગડાં હવામાં પડી રહેવાથી તેના ઉપર એક જાતના ફણુગા ફુટે છે તે ફણુગા લાવીને સુકવવા. સુકાય ત્યારે તેમાંથી એક તોલો લેવા અને ખાંડીને વસ્ત્રગાળ કરવા પછી તેમાં અફીણ તોલો ૧, વછનાગ તોલો ૧, સોમલ તોલો એક બીરબબોટી તોલો ૧, કેશર તોલો એક. એ બધી વસ્તુને ધંતુરાના રસમાં ખલીને લેપ જેવું કરવું પછી તે લેપ ઇંદ્રી ઉપર ચોપડવો. અને સવારે સાબુથી ઇંદ્રીને ધોઇ નાખવી. લેપ ઇંદ્રીના આગલા સુવાળા ભાગને લાગે નહીં તેની સંભાળ રાખવી. આ લેપ લગાડવાથી નપુષકતા મટી મરદાઇ આવે છે. તેમજ જે પુરૂષ અતીશય સ્ત્રી સંગ કરવાથી નામર્દ થઇ ગયો હોય. તેને આ લેપ લગાડવાથી ઇંદ્રીમાં તાકાદ આવી નસોમાં સારી તાકાદ આવે છે. એટલુંજ નહીં પણ ગમે તે કારણથી આવેલી નામર્દી થોડા વખતમાં મટી જાય છે.

## મર્દાઇનો ચુનાની તીલ્લો-૭.

માલકાંગણી ૦)= જાયફળ ૦)- જાવંત્રી ૦)- કેશર ૦)- કાળા મરી ૦)- પીપર ૦)- સુઠ ૦)- કાળોવછનાગ ૦)- સફેદવછનાગ ૦)- ધંતુરાના બી ૦)- અજમો ૦)- લવેંગ ૦)- સોમલસંખીઓ ૦)- હડતાળ ૦)- મનસીલ ૦)- આમળસારોગંધક ૦)- પીલોસોમળ ૦)- રાતોસોમળ ૦)- વાઘની ચરબી તોલા ૧૦ સીંહની ચરબી તોલા ૧૦ કુક્કરની ચરબી તોલા ૧૦ ખાંખણુ તોલા ૧૦ બીરબબોટી ૦)- થુવેરનું દુધ તોલા ૨૦ આંકડાનું દુધ તોલા ૨૦ ત્રણધારા થુવેરનું દુધ તોલા ૨૦ ગેટીનું દુધ તોલા ૨૦ ઉપરની વસ્તુમાંથી ખાંડવા જેવી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરી પછી ઉપર લખેલા દુધોમાં વારા ફરતી ખલ કરવો પછી ચરબીઓ અને ખાંખણુ મેળવી પાતાળી યંત્રે ચુવો કાઢવો. આ ચુવો ઇંદ્રિ ઉપર માલીશ કરવાથી તમામ જાતની નામરદી નસોનું ઢીલાપણું, સંઢત્વ, નપુશકતા વિગેરેમાં તાત્કાળીક ફાયદો કરે છે. જો આ ચુવો લગાડવાથી ઇંદ્રિ ઉપર ફોલ્લીઓ પડે તો ધોયલું ઘી કે માખણ લગાડવું.

ચાળીશ વર્ષનું જુનુ અને જાણીતુ

# આરોગ્ય રક્ષક ઔષધાલયમાં બનતી દવાઓનું

# સુચીપત્ર.

માલીકઃ-વૈદ ધીરજરામ દલપતરામ પ્રાણાચાર્ય અને ભીષક રત્ન.

ઠે. રૂવાળાને ટેકરે—સુરત.

આ ઔષધાલયમાં ખાશ અનુભવી અને શાસ્ત્રોક્ત દવાઓ બને છે, અને વૈદરાજોને ખાશ ઓછા ભાવે આપવામાં આવે છે.

જેનો લાભ સેંકડો વૈદરાજો અને ધર્માદા ઔષધાલયો ઘણા સમયથી લે છે, અને પોતાનો સંતોષ જાહેર કરે છે.

---

સજ્જન વૈદરાજ બંધુઓ અને આયુર્વેદ પ્રેમી ગ્રહસ્થો ! આપ સારી રીતે જાણો છો કે હાલમાં દેશી દવાઓ બનાવનારી ફાર્મસીઓ ઠામઠામ વધતી જાય છે, અને તેઓ એક બીજાની હરીફાઇમાં દવાઓના ભાવો ઘટાડે છે. પરંતુ દવાઓ એ કંઈ બજારની વસ્તુ નથી માટે એમાં હરીફાઈ કરી દવાની યોગ્યતા ઘટાડવી તે ઠીક નથી.

હમારી કાંઇ ફાર્મસી નથી તેમજ હમે કોઇ ફાર્મસી સાથે હરીફાઈ કરવા માગતા નથી પણ હમે ખાસ શાસ્ત્રને આધારે તથા અનુભવ સિદ્ધ દવાઓ હમારા ઔષધાલયમાં વાપરવાને બનાવીએ છીએ તેમાંથી જે વૈદ બંધુઓ પોતે દવાઓ નહી બનાવી શકતા હોય અથવા તેઓને ગામડાઓમાં દવા બનાવવાની સગવડ નહી હોય તેઓને હમે ખાશ ભાવથી દવાઓ આપીએ છીએ હમને ઘણીવાર કેટલાક વૈદ બંધુઓ પુછે છે કે હમને અમુક ફાર્મસી અમુક ટકા કમીશન આપે છે. તો તમે કેટલા ટકા આપશો ? આના જવાબમાં હમારે જણાવવાનુ કે પ્રથમ તો હમારી ફાર્મસી નથી, બીજુ હમે જે દવાઓ બનાવીને આપીએ છીએ તે ખાસ કરીને વહેપાર કે ધંધો કરવાને નહીં પણ

હમારા આયુર્વેદની અને વૈદરાજોની સેવા કરવાને અને હમારા સારા અને સિદ્ધ ઉપાયોનો જનસમુહમાં જેમ વધુ ફેલાવો થાય અને વૈદ્યરાજો પોતે તે ઉપાયો પોતાને ત્યાં બનાવીને વાપરે એ હેતુથી હમે હમારા અનુભવની સઘળી દવાઓ કોઈ પણ જાતનો ગુરૂગમ રાખ્યા વગર પ્રસિદ્ધ કરેલી છે.

હમે પ્રથમથીજ ભાવો એવા રાખ્યા છે કે વૈદરાજોને પરવડી શકે છતાં જો કોઈ દવામાં ભાવ વધુ પડતો દેખાય તો તેનું કારણ હમને શહેરના ભાગમાં મજુરી અને કેટલીક વસ્તુઓ મોંઘી પડતી હોવાથી દવાનો ભાવ મોઘો દેખાય છે પરંતુ હમારી દવાની બનાવટમાં કોઈ પણ વસ્તુ વગર ચલાવી લેવામાં આવતું નથી, જેથી કોઈ વસ્તુ નહી મળી શકે તો તે જ્યાં મલતી હોય ત્યાંથી ખાશ મંગાવીને ઉપયોગમાં લેવામાં આવે છે, જેથી દવાઓ ચોકસ અને ધારેલું કામ કરવામાં પાછી પડતી નથી. કારણ હમારી દવાઓ આજ લગભગ ચાળીશથી પીસ્તાળીશ વર્ષની ખાસ અનુભવમાં આવેલી છે. અને હંમેશા હમારા દવાખાનામાં બારે માસ સઘળી દવાઓ વપરાય છે અને તેનાથી હજારો રોગીઓ સારા થાય છે. માટે હમારી વૈદરાજોને ભલામણ છે કે તમે તમારા ઔષધાલયમાં તમારા અનુભવની દવાઓ વાપરતા હો તેની સાથે હમારી અનુભવેલી અને શાસ્ત્રોકત દવાઓ વાપરશો તો જરૂર આપને યશ, કીર્તી, અને ધનની પ્રાપ્તી થશે. વિશેષ કોઈ રોગીના સંબંધમાં હમારી સલાહ પુછાવશે તો યોગ્ય સલાહ આપવામાં આવશે તેમજ તેને કઈ દવા ફાયદો કરશે અને તે કેવી રીતે બનાવવી વિગેરેનો ખુલાસો કરવામાં આવશે. પરંતુ પત્ર સાથે જવાબ માટે ટીકીટ બીડવી, વગર ટીકીટે જવાબ આપવામાં આવશે નહી. તેમજ પત્ર વ્યવહાર કરનારે દરેક વખતે પોતાનુ પુરેપુરૂ સરનામુ અને પોષ્ટ લખતા રહેવુ કારણ હમારે ત્યાં સેંકડો પત્રો આવે છે. જેથી કોઇના પણ આગલા કાગળનો સંગ્રહ રહી શકતો નથી. જેથી દર વખતે સરનામું લખવાની વિનંતી કરવામાં આવે છે.

વિશેષ દરેક માણસના કાગળો હમે પોતેજ વાંચીએ છીએ જેથી કોઇની પણ ગુપ્ત હકીકત હશે તે ખાસ ખાનગીજ રહેશે માટે કોઇએ પણ એ બાબતની શંકા રાખવી નહી.

વળી બીજી એક વાતના સંબંધમાં વૈદરાજો અને ગ્રહસ્થોનું ધ્યાન ખેંચવામાં આવે છે કે જેઓને વીશ રૂપીઆ ઉપરની દવાઓ

મંગાવવી હોય તેઓએ ખાસ કરીને હમને પ્રથમથી લખીને ભાવો વીગેરેનો ખુલાશો કરવો અને ત્યાર પછી પોતાનો ઓડર મોકલી આપવો દવાઓ હંમેશા વી० પી० થી મોકલવામાં આવે છે અને તેનું ટપાલ ખર્ચ મંગાવનારને શીર હોય છે.

એક રૂપીઆથી ઓછી રકમનું વી० પી० કરવામાં આવતું નથી પરંતુ કેટલીક જરૂરની વખતે રૂપીઆથી ઓછું વી० પી० પણ કરવામાં આવશે.

વિશેષ કેટલીક જગ્યાએ દવાઓ બનાવવાની વસ્તુઓ ખરી મળતી નથી અથવા તો નામના ભેદને લીધે ગાંધીઓ ઓળખતાં નથી જેથી કંઈને બદલે કોઈ ભળતીજ વસ્તુ આપી દે છે જેથી દવા બગડે છે અને ગુણ કરતી નથી માટે વૈદરાજોને વીનંતી કરવામાં આવે છે કે તેવી વસ્તુ હમારી પાસેથી મંગાવવામાં આવશે તો ખરી અને વ્યાજબી ભાવે મોકલી આપીશું.

છેવટે વૈદરાજોએ ખાસ એટલી વાત ધ્યાનમાં રાખવી કે હમારે ત્યાં કોઈ જાતનો દગો, ખોટારૂ કે અભિમાન નથી જે વસ્તુ હમારે ત્યાં નહી હશે તેની ના લખવામાં આવશે પણ કાંઈ પાસે લઈને કે કોઈ બીજી રીતે છેતરપીંડી કરવામાં આવશે નહી. કારણ આયુર્વેદનું એટલું બધું વિશાળ ક્ષેત્ર છે કે એમાં કોઇ પણ સંપુર્ણ નથી છતાં ભલે કોઈ વિદ્વાન પોતાને પૂર્ણ માનતા હોય પણ હમે તો જીંદગી સુધી વિદ્યાર્થી દશામાં જ રહેવાનુ પસંદ કરીએ છીએ.

**દુનીઆમાં બધા રોગની દવા મળે છે. પણ મનના રોગની દવા મળતી નથી. તેમજ મોતનો કશો ઉપાય નથી.**

---

## ચાળીશથી પીસ્તાળીસ વર્ષ સુધી પાકો અનુભવ લઈ —વૈદરાજોના લાભ માટે પ્રસિદ્ધમાં મુકેલી—

# તાત્કાળીક ફાયદો કરનાર દેશી દવાઓ.

**સુવર્ણ ચંદ્રોદય યાને (સિદ્ધ મકરધ્વજ) ષડગુણ બલી જારીત આખો અને ઘુંટેલો તોલા ૧ ના રૂ० ૩૦)**

દેશી વૈદકમાં આનાથી ચડીઆતી દવા છેજ નહી તેમજ કોઇ રોગ એવો નથી કે આ દવા અનુપાન ફેરથી લાગુ નહી પડે આ ચંદ્રોદય કામોતેજક, વીર્ય, શક્તી, બળ, સ્મરણશક્તિ, કાંન્તી,

મેધા, આયુષ્ય વિગેરેને વધારી અતિ વીષય અને જરાવસ્થાને લીધે થયેલી નબળાઈ, વિર્યની ક્ષીણતા, નપુશકપણું, કમજોરી વીગેરેને દૂર કરી શરીર શકતીવાન અને વિર્યવાન બનાવે છે તેમજ સ્ત્રીઓના છુપા દરદો દુર કરી ગર્ભાશયને બળ આપી ગર્ભાશયને શુદ્ધ કરી ગર્ભ રહેવા લાયક બનાવે છે. ટુંકમાં આ પ્રસિદ્ધ વસ્તુના ગુણથી સઘળા વૈદરાજો જાણીતા છે. કારણ મૃત્યુ શૈયાપર સૂતેલા માણસને પણ યોગ્ય અનુપાન સાથે ખવાડવાથી બે ચાર કલાક વાતો કરી શકે છે. અને વખતે એવી સ્થીતીમાં આવેલા માણસો આ દવાથી સારા પણ થઈ શકે છે માટે દરેક વૈદરાજોએ આ દવા જરૂર પોતાની પાસે રાખવી.

## ઉપરના ચંદ્રોદયની અનુપાન યુક્ત ગોળીઓ.

આ ગોળીનો ગુણ ઉપરના ચંદ્રોદયને મળતો છે પરંતુ સગવડની ખાતર અનુપાન મીશ્ર કરી, ઘુટી, ગોળીઓ તૈયાર કરેલી છે. કીંમત તોલા એકના રૂપીઆ ૧૫) પંદર છે. દરરોજ ગોળી ૧ થી ૨ મધ અને ઘીમાં ચાટી ઉપર ઉકાળેલું દૂધ, સાકર નાખીને પીવું.

## સુવર્ણ ચંદ્રોદય દ્વીગુણ બળી જારીત.

કીંમત તોલા એકના રૂપીઆ વીસ.

આ ચંદ્રોદયથી સઘળી જાતના વાયુ, શરદી, દમ, ક્ષય, ખાંશી શ્વાસ, અમુજણ, અશક્તી, વિર્યદોશ વીગેરેમાં તાત્કાળીક અસર કરે છે તેમજ ઉપરના ચંદ્રોદય પ્રમાણે સઘળા ગુણો છે.

આ ચંદ્રોદયની અનુપાન મીશ્ર કરીને બનાવેલી ગોળીઓ દશ રૂપીએ તોલો મળશે વાપરવાની રીત ઉપરના ચંદ્રોદય પ્રમાણે છે. છતાં અનુપાન ફેરથી સેંકડો રોગોને દૂર કરે છે.

## શુદ્ધ પારદ અને શુદ્ધ ગંધકથી બનાવેલો રસ સીંદુર.

કીંમત તોલા એકના રૂપીઆ ચાર.

કસ્તુરીના પાણીમાં વાટેલો તથા આખો રસ સીંદુરના ગુણથી સઘળા જાણીતા છે છતાં એ દવા, શકતી, પુષ્ટી, બળ, વિર્ય, અને કામો-તેજક હોવાથી તાત્કાળીક અસર કરે છે એટલુંજ નહી પણ અનુપાન ફેરથી છાતીના, મગજના, આંતરડાના અને પેટના દરદોમાં પણ સારૂં કામ કરે છે તેમજ ખાંશી, ક્ષય શરદી, અમુજણ, આંકડી, હીસ્ટીરીઆ વીગેરેમાં પણ સારો ફાયદો કરે છે.

**તાલ ચંદ્રોદય:**-કીંમત તોલા એકના રૂપીઆ ચાર.

તાલ ચંદ્રોદય એકેક રતી મધ અથવા પાનમાં આપવાથી ખાંશી, દમ, શ્વાસ, લોહીનો બીગાડ, વીસ્ફોટક, પામા, કુષ્ટ વીગેરે ચામડીના દરદોમાં અનુપાન ફેરેથી સારો ફાયદો કરે છે.

**સીલા ચંદ્રોદય:**-કીંમત તોલા એકના રૂપીઆ ચાર.

સીલા ચંદ્રોદય યોગ્ય અનુપાન સાથે એકેક રતી લેવાથી શરીરમાં વધેલી ચરબી, વાયુ અને ગરમીથી ફુલી ગયેલા શરીરો, છાતીની ગભરામણુ, લોહી વિકાર, કુષ્ટ ચામડીના દરદો વગેરેમાં સારો ફાયદો કરે છે.

**મલ ચંદ્રોદય:**-કીંમત તોલા એકના રૂપીઆ ચાર.

આ દવા યોગ્ય રીતે અનુપાન સાથે આપવાથી ખાંસી, શ્વાસ દમ અમુઝણુ, શરદી, વાયુ, લકવો, ધનુરવા, હીસ્ટીરીઆ જુનો અને હાડીઓ તાવ વગેરે દરદોમાં સારૂં કામ કરે છે.

**માણેક રસ:**-કીંમન તોલા ૧ નો રૂપીઓ ૧ાા

ખાસ હડતાલની શાસ્ત્ર પ્રમાણે શુદ્ધી કરીને તેમાંથી આ મહાન માત્રા બનાવવામાં આવે છે આ દવા ગામડાના વઇદોમાં ખાસ જાણીતી અને બહુ વપરાશની વસ્તુ છે અને અનુપાન ફેરથી સન્નીપાત, જ્વર, શરદી, દમ, હાંફ, લોહીનો બીગાડ, મુર્છા વીગેરેમાં તાત્કાળીક અસર કરે છે.

**અભ્રક ભસ્મ સહસ્ત્રપુટી:**-કીંમત તોલા એકના રૂપીઆ ત્રીશ.

આ ભસ્મ કફ, શરદી, શ્વાસ. ઉધરસ કફ અને ક્ષય રોગમાં આબાદ કામ કરે છે એટલુંજ નહી પણ જીર્ણ, જ્વર, નબળાઈ છાતીના રોગો, ક્ષીણુતા અને હરેક રોગ પછીની નબળાઇને દુર કરી પુરૂષોને ખરેખરૂં પુરૂષાતન બક્ષે છે. ટુંકમાં આ ભસ્મના ગુણો જગતમાં સર્વમાન્ય છે એટલે વધુ વીવેચનની જરૂર નથી.

**અભ્રક ભસ્મ સો પુટી:**-કીંમત તોલા એકના રૂપીઆ પાંચ.

આ ભસ્મ પીત્ત અને કફનું શમન કરી અગ્નીને પ્રદીપ્ત કરે છે. તેમજ વીર્યનાં વિકારોને દૂર કરી પીશાબના દરદોમાં અને સ્ત્રીઓના આર્તવ દોષમાં સારૂં કામ કરે છે. ટુંકમાં આ ભસ્મ સ્ત્રીઓને થતા હીસ્ટીરીઆ, ઉન્માદ અને હાડીઆ તાવમાં પણ તાત્કાળીક કામ કરે છે.

**કાન્તીસાર (લોહ ભસ્મ) સતપુટી:**-કીંમત તોલા એકના રૂપીઆ બે

આ ભસ્મ પાંન્ડુરોગ, કમળો, હરસ, અમ્લપીત્ત, લીવર, કૃમી,

મેધવૃદ્ધી વગેરેમાં તેમજ ચામડીના વિકારો, લોહીનો બિગાડ, નબળાઈ અને સોજા વગેરેમાં સારૂં કામ કરી શરીરમાં લોહીના પ્રવાહને વધારી વીર્યની વૃદ્ધી કરી શરીરમાં નવું ચેતન લાવે છે.

**લોહ ભસ્મ ૫૦ પુટી:**–કીંમત તોલા એકનો રૂપીઓ એક.

આ ભસ્મ બાળકોને થતુ સુકતાન, કમળો, પાન્ડુ વગેરેમાં તાત્કાળીક ગુણ કરે છે એટલુંજ નહીં પણ સતપુટીને મલતા ગુણો છે.

**લોહ મંડુર ભસ્મ રાતી:**–તોલા એકના આઠ આના,

મંડુર ભસ્મના ગુણો જગ પ્રસિદ્ધ છે પરંતુ જ્યારે દરેક લોહ ભસ્મ ઝાડાને કબજ કરે છે ત્યારે આ મંડુર તે પ્રમાણે નહી કરતાં ખાસ નાળકોટ અને ઉદર રોગમાં સારો ફાયદો કરી દસ્ત સાફ લાવે છે.

**તામ્ર ભસ્મ:**–કીમ્મત તોલા એકના રૂપીઆ ત્રણ.

આ તામ્રભસ્મ યોગવાહી હોવાથી બીજારસો બનાવવામાં વાપરી શકાય છે, તેમજ ખાંશી દમ. ક્ષય, પાંન્ડુ, હરસ, અમ્લપીત કૃમીરોગ સુળ, તાવ, ગુલ્મ, બરોળ મંદાગ્ની વીગેરેમાં સારો ફાયદો કરે છે.

**વંગ ભસ્મ સફેત:**–કીંમ્મત તોલા એકના રૂપીઆ બે.

દુનીઆની કહેવત છે કે "ઘોડાને તંગ અને પુરૂષને બંગ" તે પ્રમાણે આ બંગ ભસ્મ શરીરમાં વીર્ય વધારી શકતી આપી વીર્યને ઘટ્ટ બનાવી શરીરની કાંન્તી વધારે છે. તેમજ પ્રમેહ, ગરમી, મંદાગ્ની, આફરો આદીને દુર કરી પુરૂષોને ખરેખરૂ પુરૂસત્વ આપી વાજીકરણ કરે છે.

**નાગ ભસ્મ પીળી:**–કીમ્મત તોલા એકના રૂપીઆ બે.

આ ભસ્મ યોગવાહી હોવાથી બીજી દવાઓમાં વપરાય છે તેમજ પ્રમેહ, વિર્યદોષ, મંદાગ્ની, પીશાબના રોગો, ગરમી, અશક્તી આદીને દુર કરી કામ શકતીને વધારે છે.

**જસત ભસ્મ:**–કી. તોલા ૧ નો રૂપીઓ દોઢ.

આ ભસ્મ છાતીના તમામ રોગ દુર કરી વાયુ, પીત, ગરમી, પ્રમેહ અને મગજના રોગોને દુર કરી આંખની ગરમી, ઝાંપ, માથાનો દુખાવો, આમરવા, વીગેરેમાં સારો ફાયદો કરે છે.

**પ્રવાળ ભસ્મઃ**-કીંમત તોલા એકનો રૂપીયો એક,

આ ભસ્મ શકતી આપી વીર્યને ઘટ્ટ કરે છે, તેમજ શ્વાસ, ખાંશી, ક્ષય, હીસ્ટીરીઆ વિગેરે તે દૂર કરી સ્ત્રીઓના ૠતુ દોષને તેમજ ખોટી ગરમી અને પ્રમેહમાં સારી અશર કરે છે.

---

**સૂર્યપુટી પ્રવાળ-પીષ્ટઃ**-કીંમત તોલા ૧ નો રૂપીયો ૧ાા

ખાસ મોટા પરવાળાને ગુલાબ જળમાં ઘુટી સૂર્યની ગરમીથી પીષ્ટ કરેલો. આ પીષ્ટ યોગ્ય અનુપાન સાથે ખાવાથી હૃદયનો રોગ, છાતીની ગરમી, ઝાડામાં પડતું લોહી પીશાબની ગરમી, પ્રમેહ, અશકતી, વીર્યદોષ, સ્ત્રીઓના પ્રદર, લોહીવા, ધાતુપાત, કમજોરી, કમ્મર અને હાથ પગનો દુખાવો વિગેરે અનુપાન ફેરથી ઘણાં રોગો દુર કરે છે. સેંકડોવાર વાપરીને ખાત્રી કરેલી છે.

---

**મુકતા (સાચા મોતીની ભસ્મ)**:-કીંમત તોલા એકના રૂપીઆ ત્રીશ.

આ ભસ્મ હૃદયને પુષ્ટ કરી ખાંશી, શ્વાસ, દાહ, કફ મંદાગ્ની વાયુ હીસ્ટીરીઆ સ્ત્રીઓને થતો પ્રદર સોમરોગ ગરમી અશકતી વીગેરેને દુર કરી કાંન્તિ વધારી આયુષ્યની વૃદ્ધી કરે છે. ટુંકમાં આ ભસ્મ યોગવાહી અને નિર્ભય રીતે સેવી શકાય છે.

---

**ખરા મોતીની સીપ ભસ્મઃ**-કીમ્મત તોલા ૧ નો રૂપીઓ એક.

આ ભસ્મમાં ઘણા ખરા ગુણો મોતીને મળતા છે, તેમજ પિત્ત વિકાર છાતીની નબળાઈ હાર્ટડીઝીઝ કફ, શ્વાસ ખાંશી વિગેરેને દુર કરે છે તેમજ કેટલાક લોકો મોતી ભસ્મના પ્રતિનીધી તરીકે વાપરેછે.

---

**સુવર્ણ માક્ષીક ભસ્મઃ**-કીમ્મત તોલા એકનો રૂપીઓ દોઢ.

આ ભસ્મ સુવર્ણ ભસ્મના પ્રતીનીધી તરીકે વપરાય છે તેમજ પ્રમેહ પાંન્ડુ, સોજા, કુષ્ટ, હર્ષ, અશકતી, કૃમી, શોજા, ખુજલી વીગેરેને અનુપાન ફેરથી સારો ફાયદો કરે છે. તેમજ યોગવાહી છે.

---

**પીતળ ભસ્મઃ**-કીમ્મત તોલા એકનો રૂપીઓ દોઢ.

આ ભસ્મ કૃમી સોજા પાંન્ડુ વીગેરેમાં સારો ફાયદો કરે છે તેમજ યોગવાહી છે.

---

**ત્રીબંગ ભસ્મઃ**-કીંમત તોલા એકના રૂપીઆ ત્રણ.

આ ભસ્મમાં વંગ નાગ અને જશત એ ત્રણ વસ્તુને સમાન ભાગે લઈ ભસ્મ કરવામાં આવે છે. ગુણમાં પોષ્ટીક વાયું, બુદ્ધી કાંન્તી વિર્યશકતી પુષ્ટી બળ વધારી ઘરડા માણસને ગયેલી શકતી આપી ભુખ લગાડી ખોરાકને પચાવી કમ્મરના દુઃખાવાને દૂર કરે છે.

---

**શંખ ભસ્મઃ**-કીમ્મત તોલા એકના માત્ર આના આઠ.

આ ભસ્મ ખાંશી, કફ, શ્વાસ, પેટનો દૂખાવો શૂળ, અગ્નિની મંદતા, બરોળ, છાતીની નબળાઈ અરૂચી વિગેરેમાં સારો ફાયદો કરે છે.

---

**સાબરસીંગાની ભસ્મ (શ્વેત)**:-કીંમત તોલા ૧ના માત્ર આના આઠ.

આ ભસ્મ યોગ્ય અનુપાન સાથે આપવાથી ક્ષય, ખાંશી, શ્વાસ છાતીનો ભરાવો અશકિત જીર્ણજ્વર, ગુલ્મ, શૂળ, બરોળ લીવર વીગેરેને દુર કરી નબળાઈ કે ઘડપણને લીધે થતો સાંધાનો દુખાવો કમ્મરની ફાટ વીગેરેમાં તાત્કાળીક ફાયદો કરે છે.

---

**મૃગ શ્રંગ ભસ્મ (શ્વેત)**:-કીંમત તોલા એકનો રૂપીઓ એક.

આ ભસ્મ ક્ષય, શ્વાસ, ખાંશી, મગજની નબળાઈ, ચકરી, વાયુ કફ. દમ અમુઝણ વીગેરેને દુર કરી છાતી અને હ્રદયના રોગોમાં તાત્કાળીક ફાયદો કરે છે. હાર્ડડીઝીઝ જેવા રોગમાં સારી અસર કરી નબળાઇને દુર કરે છે.

**કપર્દીકા (પીળી કોડીની ભસ્મઃ)**-કીંમત તોલા એકના આના બાર..

પીળી કોડીઓ મળવી મુશ્કેલ પડે છે છતાં હમે ઘણે દુરથી પીળી હળધર જેવી કોડી મંગાવી તેની શાસ્ત્ર વીધી પ્રમાણે ભસ્મ તૈયાર કરી છે એ ભસ્મ તાણુ આંકડી ધનુરવા હીસ્ટીરીઆ વીગેરે ઉપર યોગ્ય અનુપાન સાથે આપવાથી તુરત અસર કરે છે તેમજ છાતીના અને ઉદરના તમામ રોગો મટાડે છે.

---

**રાજમૃગાંક કૂપી પકવઃ**-કીમ્મત તોલા એકના રૂપીઆ ત્રણ.

આને સુવર્ણમૃગાંક પણ કહે છે કારણ એનો રંગ સોના જેવો હોય છે. તેમજ ગુણમાં પ્રમેહ, પ્રદર, ગરમી, વિર્યદોષ અશક્તી

હાથ પગ અને કમ્મરનો દુખાવો વૃદ્ધાવસ્થાની નબળાઈ વિગેરેમાં અનુપાન ફેરથી સારૂં કામ કરે છે

---

**ગંધક રસાયણઃ**-કીમ્મત તોલા એકનો રૂપીઓ એક.

ગંધક રસાયણ લોહીના બીગાડ ઉપર તેમજ શરીર ઉપર ફુટી નીકળેલી ગરમી વિસ્ફોટક ચાંદા વિગેરેને દુર કરી લોહીને સુધારે છે તેમજ આંતરડાના અને પેટનાં વ્યાધીઓમાં પણ અનુપાન ફેરથી સારૂં કામ કરે છે.

---

## ક્ષયનો તાવ તથા જીર્ણ જવરને માટે ખાસ.

**અદ્ભુત સુવર્ણ માલતી વસંતઃ**-કીમ્મત તોલા એકના રૂપીઆ બાર.

આ ગોળીનો ગુણ જગપ્રસીદ્ધ છે એટલે વધુ લખવા કરતાં એકવાર વાપરવાથી ખાત્રી થશે આ ગોળી ક્ષયનો તાવ, જીર્ણજ્વર ટાઢીઓ તાવ, વિષમ જ્વર, વીગેરેને દુર કરી, ક્ષય ખાંસી વીર્ય વિકાર છાતી અને ફેફસાનો બિગાડ, છાતીએથી લોહીનું પડવું, છાતીમાં પડેલી ચાંદી, આંતરડાનો સડો, વીગેરેને નાબુત કરી થતા ક્ષયને અટકાવી શરીરમાં નવુ ચેતન અને લોહી પેદા કરી શક્તી આપે છે. એટલુંજ નહીં પણ ક્ષયની તમામ અવસ્થામાં આપી શકાય છે.

---

## હમારા ખાસ અનુભવની લઘુ માલતી વસંત

કીમ્મત તોલા એકનો રૂપીઓ દોઢ

. આ ગોળી જીર્ણજ્વર, વીશમ જ્વર, હરપ, ગરમી અશક્તી પ્રદર વીગેરેને દૂર કરી છાતીની અને મગજની નબળાઈને અટકાવી ક્ષયની પ્રથમ અવસ્થામાં યોગ્ય અનુપાન સાથે આપવાથી સારો ગુણ કરે છે.

---

સેંકડો વૈદ્યરાજોએ વાપરીને ગુણની ખાત્રી કરેલી દરેક ઋતુમાં
સરખો ગુણ કરનાર અને વૃધ્ધો યુવાનો તેમજ સ્ત્રીઓએ
વાપરવા લાયક

## પુષ્ટી પ્રભા ગુટીકા

કીમ્મત એક માસની ગોળી ૬૦ ના રૂપીઆ સવા બે.

એકવાર વાપરશો તો કદી છોડશો નહીં

આ ગોળીના સેવનથી વૃધ્ધો યુવાન જેવી શક્તી પ્રાપ્ત કરી શકે છે. તેમજ વિર્યના તમામ વિકારોને દુર કરી શરીરમાં નવું લોહી

અને વિર્ય ઉત્પન્ન કરે છે, એટલુંજ નહી પણ વૃદ્ધાવસ્થાને લીધે થતા હાથ પગ કમ્મર વિગેરેના દુ:ખાવાને દુર કરે છે અને યુવાનોએ ગુમાવેલી શકતી અને પુષ્ટી તાત્કાળીક આપી વીર્યના દોષને દુર કરી નવો ઉત્સાહ અને બળ આપે છે. એટલુંજ નહી પણ સ્ત્રીઓની નબળાઈ, પ્રદર શરીરનું ધોવાવું વિગેરે દરદોને તાત્કાલીક અટકાવી ફીક્કા પડેલા ચહેરાને ખુબસુરત બનાવી ખાંશી, શ્વાસ, દમ વીગેરેમાં પણ ફાયદો કરે છે.

---

લગભગ ૪૫ વર્ષ સુધી વાપરીને ખાત્રી કરેલી

**આનંદ મંજરી**-યાને ધાતુ પુષ્ટીની રામબાણ ગોળી.

કીમ્મત તોલા એકનો રૂપીઓ દોઢ

આ ગોળી વિર્યની વૃદ્ધી કરી શરીરમાં તાત્કાળીક શકતી આપી શરીરને પુષ્ટ કરી રકતના પ્રવાહને વધારી શરીરને તેજવાન બનાવી ચ્હેરાને લાલબુન જેવો બનાવી દે છે. તેમજ પુરૂષોને બુરી ટેવથી આવેલી નબળાઈ નસોની કમજોરી હાથ પગ અને કમ્મરનો દુખાવો વીગેરેને દુર કરી કોઈ પણ કારણથી થતો ધાતુ પાત બંધ કરી ખરેખર પુરૂષાતન આપી વૃદ્ધોને પણ યુવાન જેવી શકતી આપે છે એકવાર વાપરી જોવાથી ખાત્રી થશે.

---

હજારો વૈદરાજોએ વાપરીને ખાત્રી કરેલી તેમજ લગભગ ચાળીશ વર્ષના અનુભવ પછી પ્રસીદ્ધીમાં મુકેલી મહાન માત્રા

**મદનકાંન્તા ગુટીકા**

અનુપાન ફેરથી ઘણા રોગોમાં તાત્કાળીક ફાયદો કરે છે તેમજ વરસો સુધી બગડતી નથી.

કીમ્મત વૈદરાજો પાસે તોલા એકના ફકત રૂપીઆ પાંચ

આ ગોળી શકતી પુષ્ટી બળ નબળાઈ નપુંશકપણુ-ક્ષીણતા જવર મગજની નબળાઈ-સાંધાનો દુ:ખાવો, નસોનું ઢીલાપણુ વાયુ, શરદી, ખાંસી શ્વાસ, દમ, હાંફ અમુંઝણ, ક્ષય, મુર્છા, તાણ આંકડી ધનુરવાત, હીષ્ટીરીઆ, પક્ષાઘાત, સંધીવા, ફેફરૂં સગ્રહણી વીગેરે રોગોને દુર કરી ફરીથી યુવાવસ્થા આપે છે તેમજ વૃદ્ધ પુરૂષોની નબળાઈ દુર કરી યુવાન જેવી શકતી પ્રાપ્ત કરી આપે છે. એટલુંજ નહી પણ અનુપાન ફેરથી ઘણી જાતના રોગોમાં તાત્કાળી અસર કરી જીવન

બચાવે છે માટે વૈદ્યરાજોએ જરૂર પોતાના દવાખાનામાં આ ગોળી રાખવી તેમજ સદગ્રહસ્થોને પણ ભલામણ કરવામાં આવે છે કે આ ગોળી ઘરમાં રાખવાથી અડધી રાતે કામ લાગશે. કારણ એ એક મહાન માત્રા છે.

યુવાવસ્થામાં ખરો આનંદ આપનારઃ-**કામદેવ રસ.**

કીમ્મત તોલા એકના રૂપીઆ દશ

આ કામદેવ રસમાં કેશર, કસ્તુરી, બરાસ વિગેરે ઉંચી જાતના વશાણુ આવે છે જેથી એ ગોળી કામવૃતીને જાગ્રત કરી અત્યંત કામવાસનાને લીધી આવેલું નપુશકપણું, નસોની કમજોરી, અશકતી, કમ્મર અને સાંધાનો દુખાવો, વિગેરે દરદોને વીજલીની ઝડપે મટાડે છે. તેમજ સંસાર સુખમાં પુરતો આનંદ આપી વીર્યને વધારી ખરેખરૂ બંધેજ કરે છે. એકવાર વાપરી જોવાથી પુરેપુરી ખાત્રી થશે.

---

વૈદ્યરાજોના દવાખાનાનો ખાસ શ્રંગારઃ-**મદન કામેશ્વર ગુટીકા.**

કીમ્મત તોલા એકના રૂપીઆ પાંચ

આ ગોળી શકતી અને પુષ્ટીનો રાજા છે. કારણ ઘણા વખતનું ગયેલું પુરૂષત્વ આપે છે. શરીરને કાંન્તીવાન બનાવી પાતળા પડેલા વીર્યને ઘટ્ટ કરે છે. તેમજ વૃધ્ધોને યુવાન જેવું બળ આપી સંસાર સુખ ભોગવવાને લાયક બનાવી સ્થભન કરવામાં સૌથી અજબ કામ કરે છે. માટે એકવાર વાપરીને ખાત્રી કરો

---

**પ્રદર રીપુ ગુટીકાઃ**-ગોળી નંગ ૬૦ ના રૂપીઆ બે.

આ ગોળી સ્ત્રીઓને થતો રકત પ્રદર, સ્વેત પ્રદર, તેમજ પીળા પ્રદર ઉપર તાત્કાળીક અસર કરે છે એટલુંજ નહિ પણ આજકાલ પ્રદર રોગ એટલો બધો પ્રશરેલો છે કે સેકડે નેવુ ટકા સ્ત્રીઓ એ દુષ્ટ રોગમાં પીડાય છે, પ્રદરથી અટકાવનું અનિયમીતપણું થઈ જાય છે જેથી ગર્ભસ્થાન બગડી જઈ સ્ત્રીઓની શકતી નાશ પામે છે. કમ્મરમાં અને હાથ પગમાં દુખાવો થાય. ચકરી આવે શરીર બેચેન રહે વગેરે દરદોથી સ્ત્રીઓ પીડાય છે માટે આ ગોળી એ રોગને મારી હઠાવી સ્ત્રીઓને હમેશને માટે નીરોગી બનાવે છે અને ગર્ભસ્થાન સુધારી ગર્ભ રહેવાને લાયક બનાવે છે.

---

નબળા અને હાડપીંજર જેવા થઈ ગયલા રોગી માટે ખાસ અનુભવેલી

**શીલાજીતની ગોળી**:-કીમ્મત તોલા એકના રૂપીઆ પાંચ.

આ ગોળી શકતી અને પુષ્ટીમાં અજબ કામ કરે છે એટલુંજ નહીં પણ છેક નબળા પડેલા માણસોને તાત્કાળીક શકતી આપી વીર્ય વધારી લોહીનો પ્રવાહ ચાલુ કરી રૂષ્ટ પુષ્ટ બનાવે છે એકવાર વાપરવાથી ખાત્રી થશે.

---

પ્રમેહના જુના અને નવા બન્ને રોગીઓ માટે આશીરવાદ સમાન

**પરમીઆની ગોળી**:-કીમ્મત તોલા એકનો રૂપીઓ એક

પ્રમેહ રોગ ઘણી જાતના થાય છે. અને તે ચેપી રોગ હોવાથી તેમાંથી ચાંદી, ટાંકી અને બદ પણ થાય છે માટે પ્રમેહ થાય કે તેની તુરત દવા કરવી આ ગોળી સઘળી જાતના પ્રમેહને તાત્કાળીક દુર કરે છે એટલુંજ નહી પણ જુના અને જડ ઘાલી બેઠેલા મીઠા પ્રમેહ પણ જરા લાંબો વખત આ ગોળી વાપરવાથી દુર થાય છે, નવા અને તરતમાં થયેલા પ્રમેહને આ ગોળી તાત્કાળીક ફાયદો કરી તણુખ અને પરૂને અટકાવી પ્રમેહને મટાડી દે છે.

---

**સેંકડો અને હજારો મનુષ્યને ધર્માદા આપીને ખાત્રી કરેલી**
**સઘળી જાતના તાવમાં લાગુ પડનારી**

**જ્વર વિનાશક ગુટીકા**:-કીમ્મત તોલા એકનો રૂપીઓ એક.

આ ગોળી સઘળી જાતના તાવ, જેવા કે દરેક મોસમમાં આવતો મોસમી તાવ, દરરોજ આવતો રોજીઓ તાવ એકાંતરીયો તાવ, ચોથીઓ તાવ શન્નીપાતનો તાવ, ક્ષયરોગનો તાવ, વિશમ જ્વર, હાડીયો તાવ, ઘણાં દીવસનો જુનો જીર્ણજવર, રૂતુઓના બદલાવાથી આવતો ફ્લુનો તાવ, વિગેરે તમામ જાતના તાવમાં આ ગોળી તાત્કાળીક અશર કરે છે. એટલુંજ નહી પણ ચડેલા તાવને ઉતારે છે. તેમજ ઉતરેલા તાવને અટકાવીને ફરીથી પાછો આવવા દેતી નથી. ટુંકમાં આ ગોળીથી જેનો તાવ જતો નથી. તો પછી તેને માટે દુનીયામાં બીજી કોઈ દવાજ નથી.

---

## હીસ્ટીરીઆ અને સઘલી જાતના વાયુને માટે ત્રીશ વર્ષથી સીદ્ધ નીવડેલી

**વાતહર ગુટીકાઃ**–કીમ્મત તોલા એકનો રૂપીઓ એક

આ ગોળી એનાં નામ પ્રમાણે સઘલી જાતના વાયુને દૂર કરી, મગજની ચકરી, ચીતભ્રમ ઘેલછા, સ્ત્રીઓને થતો હીસ્ટીરીઆ, કંપવાયુ, વીગેરે તમામ વાતરોગ ઉપર રામબાણ અને તુરત અસર કરે છે. એટલુંજ નહીં પણ ચુંક, આફરો, અજીરણ બદહજમી, ખાટા ઓડકાર, અગ્નીની મંદતા બેચેની વિગેરેને દુર કરી શરીરમાં લોહીને ગતી આપી મગજ શકિત અને યાદદાસ્તને વધારી હંમેશા ખોરાકને પચાવી ભુખ લગાડી ઝાડાના અનિયમીતપણાને દુર કરી ખરેખરૂં જીવન આપે છે માટે એકવાર વાપરીને ખાત્રી કરવી.

---

## અસાધ્ય થઈ પડેલા મહાન વ્યાધીઓમાં તાત્કાળીક કામ કરનાર.

**માણેક પંચામૃત ગુટીકાઃ**–કીમ્મત તોલા એકના રૂપીઆ ચાલીશ.

આ ગોળીમાં–સાચા માણેક મોતી પાના પોખરાજ તેમજ કસ્તુરી અમ્મર વિગેરે કીમતી વસ્તુઓ આવે છે. જેથી ક્ષય, શ્વાસ, નબળાઇ, અમુઝણ મંદાગ્ની ધાતુક્ષય, વિર્યદોશ, મસ્તક શૂળ, હૃદયની નબળાઈ લોહીની ફીકાસ તેમજ હરકોઈ રોગ પછીની અશકતી વીગેરેમાં જાદૂઇ અશર કરે છે, તેમજ બીજા મોટા મોટા રોગોમાં જયાં બીજી સારી દવાઓ પાછી પડે છે. ત્યાં આ ગોળી ઘણુંજ સારૂ કામ કરે છે. માટે ખાસ કરી શ્રીમંતોએ હંમેશા વાપરવા લાયક છે.

---

### સઘળી જાતના વાયુ અને સરદીને મટાડનાર

**વૃદ્ધ નાગબંધ ગુટીકાઃ**–કીમ્મત તોલા એકનો રૂપીઓ એક.

આ ગોળીમાં કેશર કસ્તુરી બરાસ, રસ સીંદુર વીગેરે ઉંચી જાતના વસાણા પડતા હોવાથી એ ગોળી તમામ જાતના વાયુ સરદી સન્નીપાત ચીતભ્રમ–ઘેલછા વિગેરેમાં તાત્કાળીક અશર કરે છે, તેમજ હીસ્ટીરીઆ અગ્નીનીમંદતા અતીસાર વીગેરેને પણ જડમુળથી નાશ કરે છે.

---

શરીરને આરોગ્ય રાખનાર અને સેંકડો જાતના રોગોને દૂર કરનાર અનુભવ સીદ્ધ

**આરોગ્ય રક્ષક ગુટ્ટીકાઃ**-કીમ્મત તોલા એકનો રૂપીઓ એક

આ ગોળીનો ઉપ્યોગ હંમેશા રાતે સુતી વખતે કરવાથી ભવીસ્યમાં કોઈ પણ પ્રકારનો રોગ થવાનો સંભવ નથી તેમજ આ ગોળીના સેવનથી પેટના આંતરડાંનો સોજો બરોળ પ્લીહા લીવર, કાચબી કલેજાનો સોજો, જુનો તાવ, અંધકુષ્ટ, અગ્નીની મંદતા, બદહજમી, ગરમી-પ્રદર, પ્રમેહ વિગેરે રોગોમાં રામબાણ છે તેમજ અનુપાન ફેરથી સેંકડો જાતના રોગો પર સારી અસર કરે છે.

---

દીવાનાપણું-અને ગાંડપણ માટે

**બ્રાહ્મી ગુટીકાઃ**-કીમ્મત ચાલીશ ગોળીના રૂ. ૪)

આ ગોળી બડબડાટ, નીદ્રાનાસ, ચીતભ્રમ, મગજના જ્ઞાનતંતુનો બીગાડ, ઉન્માદ, હિસ્ટીઆ વીગેરે ઉપર તાત્કાળીક અશર કરે છે. એટલુંજ નહિ પણ સાંકળે બાંધેલા અને એકાંત ઓરડામાં પુરેલા માણસો આ ગોળીની માત્ર એક બાટલીથી સારા થઈ ગયા છે વૈદરાજોને વિનંતી કરવાની કે તમારી પાસે આવો દરદી આવે તો જરૂર આ ગોળીનો ઉપ્યોગ કરશો જેથી તમને જરૂર યશ અને કીર્તી પ્રાપ્ત થસે.

---

એક સંત મહાત્માની અપૂર્વ પ્રસાદી, સ્ત્રીઓને અપુર્વ આનંદ આપનાર.

**ગર્ભ વિલાસ ગુટીકાઃ**-કીમ્મત એક માસની ગોળી ૬૦ના રૂા. પાંચ.

આ ગોળી સ્ત્રીઓના ગર્ભસ્થાનના વિકારોને દુરકરી, કોઈ પણ કારણથી સંતની નહીં થતી હોય, તો થાય છે. તેમજ અધુરે માસે ગર્ભશ્રાવ થતો હોય, ગર્ભ રહ્યા પછી છોડ થઇ ગયું હોય, એટલુંજ નહીં પણ બગડી ગયેલાં ગર્ભસ્થાનને સુધારી ગર્ભ રાખી તેનું પોષણ કરી. સારી રોગરહીત સંતતી ઉત્પન્ન કરે છે. ટુંકમાં આ ગોળી ગર્ભ રાખી, રહ્યા પછી તેનું રક્ષણ કરી, સ્ત્રીઓને થતા ગર્ભ સંબંધી રોગોને દુર કરી, ગર્ભ રહ્યા પછી થતો અભાવો, ઉલટી, અરૂચી, હાથ પગનું કળતર, વાંસાની ફાટ, કમ્મરનો દુઃખાવો, છાતીનું ગભરામણ, ચકરી વીગેરે તમામ રોગને દુર કરી સ્ત્રીઓ નો ખરેખરો આશીરવાદ મેળવી તેનું મોં હસ્તું કરે છે. કારણ ગમે

તેટલી શાહેબી અને પૈસા હોય પણ, જો સ્ત્રીને સંતતી નહીં થાય. તો તે હંમેશા દીલગીર રહે છે. પરંતુ જો આ ગોળીનું સેવન કરે તો જરૂર ઇશ્વર કૃપાથી સ્ત્રીને સંતતી થાય છે.

---

દરેક રૂતુમાં એક સરખો ગુણુ કરનાર તેમજ દેશી વૈદકના
અતીઉત્તમ વશાણુા નાંખીને બનાવેલો

**પ્રવાળ પાકઃ**-કીમ્મત તોલા અઢીના રૂપીઆ બે.

આ પાક ખાવાથી વૃદ્ધ પુરૂશોને યુવાન જેવી શકતી પ્રાપ્ત થાય છે તેમજ બળ બુદ્ધી શકતી વિર્ય અશકતી, મંદાગ્ની વાયુ, ક્ષીણુતા, નબળાઇ, નસોનું ઢીલા પણું, હાથરસથી આવેલી નબળાઇ વીગેરેને દુર કરી ખરેખરૂ પુરૂસત્વ આપી જઠરની મંદતા, શરદી, બાદી વાયુ. વિગેરે રોગોમાં તાત્તકાળીક ફાયદો કરે છે.

---

બાળકોના તમામ રોગો દુર કરી શકતી અને પુષ્ટી આપનાર અફીણુ વગરની

**બાળ ગુટીકાઃ**-કીમ્મત એક માસની ગોળી ૬૦ નો રૂપીઓ એક.

રડતાં બાળકને હસતું અને રૂષ્ટ પુષ્ટ બનાવે છે.

આ ગોળી બાળકોના તમામ રોગો તાવ ખાંશી વરાધ વાવળી શસણી સુકતાન, રેવાશણુ. અતીસાર, મરડો, પાન્ડુરોગ, મુત્રકચ્છ વિગેરે બાળકોને થતા તમામ રોગોને દુર કરી બાળકને હમેશા નિરોગી અને આનંદીત રાખે છે માટે દરેક માબાપોએ અવશ્ય આ ગોળી મંગાવીને પોતાના બાળકોને ખવાડી બાળકોને શરીરે રૂષ્ટ પુષ્ટ બનાવી તેના ચેહેરાનો ગુલાબી રંગ અને હસતુ મુખ જોઇ આનંદ પ્રાપ્ત કરવો.

---

ખાસ લોહ ભસ્મ અને ખરા શીલાજીતવાલી.

**ચંદ્રપ્રભા ગુટીકાઃ**-કીમ્મત તોલા એકનો રૂપીઓ દોઢ

આ ગોળી ખાસ સાસ્ત્રના પાઠ પ્રમાણે બનાવેલી છે. તેમજ એના ગુણો સઘળા જાણે છે. છતાં આ ગોળી ભગંદર પથરી. પ્રમેહ. પ્રદર, ગરમી, વિર્યદોશ વીગેરેને તાત્કાળીક દુર કરી શકતી આપી વીર્યની વૃધ્ધી કરી પીશાબના તમામ રોગને દુર કરે છે.

---

અતીસાર, સંગ્રહણી અને ઝાડાના રોગ માટે

**સુવર્ણ પર્પટી રસ**:-કીમ્મત તોલા ૧ ના રૂપીઆ ચાર.

આ રસ એટલો બધો ઉત્તમ છે કે ઝાડાના તમામ રોગને દુર કરી જઠરાગ્નીને પ્રદીપ્ત કરી ખોરાકને પચાવી શરીરમાં નવું લોહી, શકતી, અને વીર્યની વૃધ્ધી કરે છે, તેમજ પાંન્ડુરોગ, ખાંસી વીગેરેમાં પણ સારૂ કામ કરે છે એટલુંજ નહી પણ અનુપાન ફેરથી ઘણા રોગો મટાડે છે.

---

અજીર્ણ અને અગ્નીની મંદતા માટે ખાશ

**નવીન સંખવટી**:-કીમ્મત તોલા ૧ ના આના આઠ.

આ ગોળી ખોરાક પચાવી, ભૂખ લગાડી, પેટનો દુખાવો, શૂળ, ચૂંક, વાયુ, બદહજમી, શરદી, સળેખમ, છાતીનો કફ વીગેરેને તાત્કાળીક દુર કરી અગ્નીને પ્રદીપ્ત કરે છે.

---

પક્ષાઘાત અને વાત વ્યાધી માટે

**માહા યોગરાજ ગુગળ** ( ભસ્મો સહીત ):-કીં. તો. ૧ નો રૂ. ૧ાા.

સઘળી જાતના વાયુ, પક્ષાઘાત, લકવો, અર્ધાંગ વાયુ, ચુંક, સંગ્રહણી, હરષ, ભગંદર, ઉર્દાવર્ત, ક્ષય, ગોળો, મંદાગ્ની, અરૂચી, વીગેરે સેંકડો રોગોને દુર કરી પુરૂષોના વીર્યની વૃદ્ધી કરી સ્ત્રીઓના રૂતુધર્મને નિયમીત અને શુદ્ધ કરે છે.

**લઘુયોગ રાજ ગુગળ**:-કીમ્મત તોલા એકના આઠ આના.

પક્ષાઘાત, મેદ ભગંદર, પ્રમેહ, ગુલ્મ. સ્ત્રીઓના રોગો—ક્ષય, મંદાગ્ની, કમ્મર અને હાથપગનો દુખાવો વીગેરે રોગોમાં તાત્કાળીક ફાયદો કરે છે.

---

**પથ્થા ગુગળ**:-કીં. તોલા ચારનો રૂપીઓ એક.

આ ગોળી ગરમી, પ્રમેહ, પ્રદર, પીત્તવીકાર, આંતરડાના રોગો, રક્ત વિકાર, અશક્તી, શરીરનું ફુલવું વીગેરેને દુર કરી સ્ત્રીઓના બગડેલાં ગર્ભસ્થાનને સુધારે છે તેમજ અનુપાન ફેરથી સઘળી જાતનાં વાત વ્યાધીમાં તાત્કાલીક અસર કરે છે.

---

**ગોક્ષુરાદી ગુગળ**:-કીમ્મત તોલા ચારનો રૂપીઓ એક.

આ દવા પ્રદર પ્રમેહ વીર્યદોશ, મુત્રઘાત, પથરી, વાત રકત, મુત્રકચ્છ અને વાત વ્યાધીઓમાં સારી અશર કરે છે.

---

**કીશોર ગુગળ**:-કીમ્મત તોલા ચારનો રૂપીઓ એક.

આ ગુગળ-પાંન્ડુરોગ, કબજીઆત, પેટના અને આંતરડાના રોગો, આમવાયુ, રકતવિકાર, કુષ્ટ, વ્રણુ, વાતરક્ત વીગેરે દરદોમાં યોગ્ય અનુપાનથી તુરત અશર કરે છે.

---

**કાંચનાર ગુગળ**:-કીમ્મત તોલા ૪ નો રૂપીઓ એક.

આ ગુગળ-ભગંદર, કંઠમાળ, ગળગંડ, અર્બુદ, અપચો અને લોહીવીકારથી થતી ગાંઠો વીગેરેને દુર કરી વ્રણને રૂજવે છે.

---

**છર્દીરીપુ ગુટીકા**:-કીમ્મત તોલા ચારનો રૂપીઓ એક.

આ ગોળી તમામ જાતની ઉલટીને તાત્કાળીક અટકાવી છાતીની ગભરામણુ, પીત્ત વિકાર, છાતીમાં પડેલી ચાંદી ગરમી વિગેરેને દુર કરે છે.

---

**કૃમી શત્રુ ગુટીકા**:-કીમ્મત તોલા બેનો રૂપીઓ એક.

આ ગોળી બાળકોને થતા સઘળી જાતના કૃમી, પેટનો દુખાવો, જ્વર, ઉલટી, સૂજ, આમવાત, વીગેરેને દુર કરી નાના ને તેમજ મોટા માણુસને સરખો ફાયદો કરે છે.

---

**ત્રીભુવન કીર્તી**:-કીમ્મત તોલા એકના આના આઠ.

આ ગોળીથી સઘળી જાતના તાવ ઉતરે છે. તેમજ હાડકામાં પેઠેલા જીર્ણુજ્વરને દુર કરે છે. એટલુંજ નહી પણુ વીષમ જ્વર, જીર્ણુજ્વર વીગેરેને દુર કરે છે. ઘણા દીવસના જુના તાવને તાત્કાળીક દુર કરી શરીર નિરામય બનાવે છે.

---

**અદ્ભુત કચુરાદી ગુટીકા**:-કીમ્મત તોલા ૧ ના રૂા. ૨॥.

આ ગોળી નીબંધ માળાના પાઠ પ્રમાણે ચાળીશ દીવસ કચુરાને સુદ્ધ કરીને બનાવેલી છે. આ ગોળી શરીરમાં શકતી આપી નીરબળતાને

દુર કરી વાયુ, શરદી, લકવો, આંકડી વીગેરેમાં તાત્કાળીક અસર કરે છે, એટલુંજ નહીં પણ આ ગોળીમાં કેશર, કસ્તુરી વીગેરે મોંઘી વસ્તુઓ પડવાથી શકતી, પુષ્ટી અને બળ વધારવામાં અદ્દભુત કામ કરેછે.

---

**શીતભંજી રસઃ**–કીમ્મત તોલા ૧ નો રૂપીઓ એક.

આ ગોળી શરીરમાં વ્યાપેલા શીતને દુર કરી, તાત્કાળીક ગરમી ઉત્પન્ન કરે છે તેમજ શરદીના તમામ વીકારોને અટકાવી બાળકોને થતી વરાધ, વાવલી શસણી કફ, ખાંશી, સળેખમ વીગેરેમાં સારૂ કામ કરેછે.

---

**આણંદભૈરવ રસઃ**–કીમ્મત તોલા ૧ ના આઠ આના.

આ ગોળી, તાવ, સન્નીપાત, અતીસાર, વાયુ, સરદી, બાદી, અજીર્ણ, વીસુચીકા, ઝાડા, મરડો વીગેરેમાં ઘણુંજ સારૂ કામ કરે છે. વાપરી જેવાથી ખાત્રી થશે.

---

**કેસરાદી ગુટીકાઃ**–કીમ્મત તોલા ૧ નો રૂપીઓ એક.

આ ગોળી હમારે ત્યાં વંશપરંપરા વપરાતી આવી છે. અને એનો પાઠ ખાસ કલ્પીત હોવાથી કોઇ શાસ્ત્રમાં નથી. છતાં આ ગોળી એવું અદભુત કામ કરે છે કે જે એકવાર વાપરે છે તે જીંદગીભર છોડતા નથી આ ગોળી શકતી આપી વીર્ય વધારી ખાંસી, શ્વાસ, કફ, વીગેરેને દુર કરે છે. એટલુંજ નહીં પણ મરડો, અતીસાર સંગ્રહણી, ઝાડા, આમવાયુ કોલેરા, વીગેરેમાં તાત્કાળીક અસર કરી, ભુખ લગાડી ખોરાકને પચાવી શરીરમાં નવું લોહી પેદા કરે છે.

---

**મધુયષ્ટી ગુટીકાઃ**–કીમ્મત તોલા ૧ ના આના આઠ.

આ ગોળી સઘળી જાતની ખાંશીમાં અદભુત કામ કરે છે એટલુંજ નહીં, પણ ગળાના અને મોઢાના રોગોમાં પણ તાત્કાળીક અસર કરે છે તેમજ આ ગોળી મોઢામાં રાખી રસ ચુસવાથી ખાંસી બીલકુલ આવતી નથી અને છાતી પર ચોટેલા કફને છુટો પાડી કાઢી નાખે છે ટુંકમાં આ ગોળી વાપરવાથી વીજલીની માફક તાત્કાળીક અશર કરે છે.

---

**આદ્રા જ્વરાંકુશ**:-કીમ્મત તોલા ૧ નો રૂપીઓ એક.

આ દવા સઘળી જાતના તાવમાં તાત્કાળીક અસર કરનારી છે એટલુંજ નહીં પણ ગમે તેવા ભયંકર તાવમાં આપવાથી માત્ર ૭ કલાકમાં એની અસર બતાવે છે.

---

**રત્નગીરી રસ નવો**:-કીમ્મત તોલા ૧ નો રૂપીઓ એક.

આ ગોળી નીબંધમાળાના પાઠ પ્રમાણે બનાવેલી છે. અને તમામ જાતના તાવમાં વાપરી શકાય છે. એટલુંજ નહી પણ પીત્તના, કફના અને વાયુના તાવોમાં અનુપાન ફેરથી તાત્કાળીક અસર કરે છે.

---

**માણેકરસાદી ગુટીકા**:-કીમ્મત તોલા ૧ નો રૂપીઓ એક.

આ ગોળી નીબંધમાળાના પાઠ પ્રમાણે તૈયાર કરેલી છે. અને તે બાળકોને થતી વરાધ, વાવલી સસણી, ઝાડા, મરડો, તાવ વિગેરેમાં તાત્કાળીક અસર કરે છે. તેમજ મોટા માણસોને થતો વાયુ, સરદી, બાદી, ચૂક, સૂળ, અગ્નીની મંદતા તાવ, ખાંસી, અમુઝણ, શ્વાસ વીગેરેમાં પણ અનુપાન ફેરથી તુરત અસર કરી દરદને નાબુદ કરે છે.

---

**હીંગુલાદી ચંદ્રપ્રભા ગુટીકા**:-કીમ્મત તોલા ૧ ના રૂપીઆ ત્રણ

આ ગોળી ખરેખરૂ અદભુત કામ કરે છે. કારણ ગોળી ખાતાની સાથે બે ત્રણ કલાકમાં ફાયદો બતાવે છે. એટલુંજ નહીં પણ શકની પુષ્ટી, બળ, અને વિર્ય વધારવાનો રાજા છે, તેમજ હાથ, પગ, કમ્મર અને વાંસાના દુખાવાને તુરત ફાયદો કરે છે. ટુંકમાં આ ગોળી એકવાર વાપરી જોવાની ભલામણ કરવામાં આવે છે. કારણ વસ્તુ પોતાની મહત્તા વધારે છે.

---

**કામકળા ચુર્ણ**:-કીમ્મત તોલા ૧ નો રૂપીઓ એક.

આ ચુર્ણ સવાર સાંજ દુધ સાથે ખાવાથી એના નામ પ્રમાણે કામ કરે છે. એટલે શક્તી આપી વિર્ય વધારી, અશક્તીને દુર કરી કોઇ પણ કારણથી પાતળી પડેલી ધાતુને ઘટ્ટ કરી જતી અટકાવે છે. ટુંકમાં થોડા પૈસામાં મદન કામેશ્વર જેવું કામ કરે છે.

---

**ભસ્મભૂષણ ગુટીકાઃ**-કીમ્મત તોલા ૧ ના ફકત રૂપીઆ પાંચ.

આ ગોળીમાં તમામ જાતની ભસ્મો અને આયુર્વેદના ઉતમોતમ વશાણા તેમજ કેશર-કસ્તુરી, બરાશ, શીલાજીત વિગેરે મોંઘી વસ્તુઓ પણ નાખવામાં આવે છે. જેથી એ ગોળી પોતાનું કામ તાત્કાળીક બજાવે છે એટલુંજ નહી પણ આ ગોળીનો ફાયદો માત્ર પંદર વીશ મીનીટમાં થાય છે. જેથી એ ગોળી સેંકડો રોગોમાં અનુપાન ફેરથી વાપરી શકાય છે. અને તાત્કાળીક ગુણ બતાવે છે.

---

પરદેશના લાગેલા પાણી દુર કરવા માટે સર્વોત્તમ નીવડેલી

**નવજીવન ગુટીકાઃ**-કીમ્મત ગોળી ૬૦ ના રૂપીઆ બે

આ ગોળી મુંબઈ વીગેરેના લાગેલા પાણીના વીકારને દુર કરી શરીરમાં નવું જીવન પેદા કરે છે. તેમજ પેટના, કલેજાના, અને લીવરના દરદને જડમૂલમાંથી દુર કરે છે. તેમજ પાંન્ડુરોગ, જીર્ણજ્વર અશકતી, અગ્નીની મંદતા, ખોરાકનું નહી પચવું, બંધકુષ્ઠ, બાદી પેટનો ફુલાવો, બરોળ, સુળ, ચુંક, વીગેરેને દુર કરી ગમે તેવા નબળા પાણીના વિકારને અટકાવી શરીરને શકતી આપી આરોગ્યતા બક્ષે છે એટલુંજ નહી પણ નબળા પાણીવાળા પ્રદેશમાં રહેનારે હંમેશાં વાપરવાથી પાણી લાગતું નથી.

---

શકતી પુષ્ટી અને હીસ્ટીરીઆ માટે

**સ્વલ્પચંદ્રોદય ગુટીકાઃ**-કીમ્મત તોલા ૧ ના રૂપીઆ પાંચ

આ ગોળીમાં બરાસ, કસ્તુરી, સુન્નાના વરખ વીગેરે ઉંચી જાતના વસાણા પડવાથી તાત્કાળીક કામ કરે છે એટલુંજ નહી પણ સઘળી જાતના વાયુ, શરદી, ખાંશી, શ્વાસ, કફ, અશકતી વીગેરેમાં તાત્કાળીક ગુણ કરે છે અને ગોળી કોઇ દીવસ બગડતી નથી કારણ એ ગોળી ઉંચી માત્રા છે.

---

ઢીલી પડેલી નેસોને તંગ કરનાર.

**મદનોદય લેપઃ**-કીમ્મત તોલા ૧ ના રૂપીઆ ત્રણ.

આ લેપ નપુંશકોને ખરેખર ફાયદો કરે છે. તેમજ અતિશય વિષયથી ઢીલી પડી ગયેલી નેસોને તાકાત આપી વૃદ્ધો અને યુવાનો બન્નેને સરખો લાભ કરે છે એટલુંજ નહી પણ હસ્ત મૈથુનની બુરી ટેવથી આવેલી નબળાઇને તાત્કાળીક દુર કરી નામરદને મરદ બનાવવામાં આ લેપ સર્વોપરી છે.

આંખના તમામ રોગ દુર કરનાર.

**મોતીનો ઉત્તમ સુરમો**:-કી. તોલા ૧ ના રૂપીઆ ચાર

આ સુરમામાં મોતી, બરાસ, મમીરી, વીગેરે ઘણી ઉંચી વસ્તુ નાખવામાં આવે છે. જેથી આંખની ગરમી, ઝામર, મોતીઆનું પાણી ઝાંપ, છારી, રતાંધળાપણું, પરવાળા, વાખદ, વીગેરે આંખના તમામ રોગ દૂર કરી નાની ઉંમરે આવેલા ચશ્મા ઉતારી નાખી આંખ જેવા અમુલ્ય રત્નનું રક્ષણ કરે છે.

---

**મોતીનો થંડો સુરમો**:-કીમ્મત શીશી ૧ ના આઠ આના.

આ સુરમો આંજવાથી આંખની ગરમી, આંખમાંથી પાણીનું ગળવું, ઝાંપ, છારી, વીગેરેને દૂર કરી આંખને હંમેશા દીવા જેવી તેજસ્વી રાખે છે.

---

મોતીયાનું તેમજ ઝામરનું ઉતરતું પાણી અટકાવવા માટે

**કમળમધુ**:-કીમ્મત શીશી ૧ ના રૂપીઆ બે

અર્થાત કમળનું મધ એને અંગ્રેજીમાં 'લોટસ હની' કહે છે અને તે આંખના તમામ રોગ દુર કરે છે તેમજ મોતીયા કાચબીંદુ ઝામર, નજલો વીગેરે દુર કરે છે.

---

દાંતના તેમજ મોઢાના સઘળા રોગો દુર કરનાર

**ખુશબોદાર દાંતનું મંજન**:—કી. તો. ૨ા ના દશ આના.

આ મંજનથી દાંતનો સડો આગરૂ, દાંતનું હાલવું. કળતર. મોઢામાંથી નિકળતી નઠારી વાસ, ચાંદી વીગેરે રોગોને દુર કરી દાંતને હીરા જેવા બનાવી મજબુતી આપે છે. ટુકમાં આ મંજનનો ઉપયોગ કરનારના દાંત વ્હેલા પડતા નથી.

---

આયુર્વેદની ચમત્કારીક ઔષધી માત્ર પાંચ મીનીટમાં ગુણ કરે છે

**કેશનિપાત ચુર્ણ**:-તોલા ચારનો રૂપીઓ એક.

આ દવા વાળ કાઢવાના કામમાં સર્વોપરી છે. એટલુંજ નહિ પણ ચામડી ઉપર કોઇપણ જાતનો ડાઘ પડયા વગર માત્ર પાંચજ મીનીટમાં વાળને સાફ કરી નાખે છે. છતાં અગન કે ગરમી બીલકુલ થતી નથી.

---

રાતી તથા કાળી બન્ને જાતની દરાજ માટે અકસીર

**દરાજનો મલમઃ**—કીમ્મત શીશી ૧ના ૭ આના

દરાજના ઘણી જાતના મલમ આવે છે. પણ આ મલમ ખરે-ખરો ગુણદાયક અને અનુભવ કરેલો છે. જેથી દરાજના દરદીઓએ જરૂર વાપરીને પોતાની ઘણા વખતની દરાજને જડમૂળમાંથી દુર કરવી હોય તો આ મલમ મંગાવીને વાપરી જોવો.

---

નવાં જુનાં સુકા અને લીલા ખરજવાનો શત્રુ.

**ખરજવાનો મલમઃ**—કીમ્મત શીશી ૧ના આઠ આના.

ગમે તેવા હઠીલા ખરજવાં આ મલમ લગાડવાથી થોડા દીવસમાં જડમુળમાંથી જતા રહે છે પરંતું મટી ગયા પછી પણ થોડા દીવસ મલમ લગાડવાથી ફરીથી ઉભળવાનો સંભવ રહેતો નથી. આ મલમથી ખસ, ફોલ્લા, દરાજ, વીગેરે ચામડીના રોગો સારા થઈ જાય છે.

---

**સોજાની ગોળીઃ**—કીમ્મત ચાર તોલાનો રૂપીઓ એક.

આ ગોળી પાણીમાં ઘસીને ચોપડવાથી તમામ જાતના સોજા, રસવીકાર વીગેરેને દુર કરી આવેલી આંખની આજુબાજુ ચોપડવાથી લોહીવીકાર દુર કરી આવેલી આંખને સારી કરે છે.

---

**હરષ અને ગરમીનો મલમઃ**—કી. શીશીના ચાર આના.

આ મલમથી હરષ શાંત રહે છે તેમજ વધારે વખત લગાડવાથી ચીમળાઈ જાય છે. એટલુંજ નહિ પણ હરષના દુઃખાવાને દુર કરે છે.

તેમજ આ મલમ હાથ પગ ફાટે ચીરા પડે અને ગરમીથી અથવા અતીસે પાણીમાં રહેવાથી સડી જાય તેને પણ તાત્કાળીક ફાયદો કરે છે.

---

વૈદરાજોએ સંગ્રહમાં રાખવા લાયક

**મૃત પ્રાણદાઇ અગસ્તી સુત્રાજઃ-કીમ્મત પા તોલાની સોગઠીના રૂપીઆ સાત.**

**આ એક અમુલ્ય અને ઘણી મોઘી માત્રા છે. પરંતુ એના ગુણ તરફ જોતાં કીમ્મત કશી નથી. કારણ મરણની છેલ્લી ઘડીએ પણ જો આ માત્રાનો થોડો અંશ પેટમાં જાય તો પથારીએ પડેલો માણસ થોડી વાર વાતચીત કરી શકે**

એટલુંજ નહીં પણ તમામ પ્રકારના વાયુ. શરદી, સન્નીપાત તાણુ, આંકડી, મુર્છા વીગેરે રોગોમાં તાત્કાળીક ફાયદો કરે છે. એટલુજ નહી પણ આ માત્રાથી ઘણીવાર છેલ્લો દમ લેતાં માણસો સારા થયા છે. ટુંકમાં આ માત્રાથી તમામ જાતના વ્યાધીઓ સારા થાય છે. માત્ર રોગ પરત્વે અનુપાનની યોજના કરવી જોઇએ. આ માત્રા હીરણ્ય ગર્ભની માત્રા કરતાં પણ સારૂં કામ કરે છે. માટે વૈદરાજો મંગાવીને પોતાની પાસે રાખશે તો ખરી અણીની વખતે કામ લાગશે અને યશ-કીર્તી અને ધન પ્રાપ્ત કરાવશે માટે હમારી વૈદ બંધુઓને ભલામણુ છે કે હમારી પાસે માત્ર પચીસ સોગઠીઓ આ માત્રાની વેચવાંની છે જે ખલાશ થયેથી બીજી વાર બનશે કે કેમ તે ઈશ્વરના હાથમાં છે. માટે જે વ્હેલો તે પેહેલો. પાછળ મળી શકશે નહીં.

---

તમામ પ્રકારની નબલાઇ વિર્યદોશ, ધાતુની ક્ષીણુતા, ક્ષય, ખાંશી અને રક્તપીત્ત માટે

જીવના-કીમ્મત શેર પા ના ડબાનો રૂપીઓ સવા.

આ જીવનમાં હમારા અનુભવ પ્રમાણે કેટલીક વસ્તુનો વધારો કરવામાં આવ્યો છે. જેથી ઘણો સારો ગુણુ કરે છે. આ (ચ્યવન પ્રાશ અવલેહ) ક્ષય, ખાંશી, અશકતી વીર્યદોશ, ગરમી પ્રમેહ નબલાઈ, ધાતુશ્રાવ, સ્ત્રીઓના પ્રદર, સોમરોગ, વીર્યશ્રાવ, વીગેરે રોગોમાં ઘણુ સારૂં કામ કરે છે એટલુંજ નહીં પણ પુરૂષોને વૃદ્ધાવસ્થામા થતી નબલાઈ અને અશકતીમાં ઘણો સારો ગુણુ કરે છે તેમજ હરકોઈ રોગ પછી થતી નબલાઈને તાત્કાળીક દુર કરી શરીરમાં નવું જીવન પેદા કરે છે. વીશેષ બીજા બજારમાં વેચાતાં જીવન કરતાં હમારા જીવનની કીમ્મત કંઈક વધારે લાગશે પણ આ હમારા જીવનમાં કેટલીક ઉંચી વસ્તુઓ પડતી હોવાથી ગુણમાં ઘણુંજ ઉત્તમ છે.

---

સંધી વા, લકવો અને બીજા એવાજ રોગો માટે

**વીદ્યુત પ્રવાહ તેલ:-કીમ્મત શીશી એકનો રૂપીઓ દોઢ**

**આ તેલ વીજળીની માફક શરીરમાં તાત્કાળીક પ્રસરી**

જઇ સાંધાનો દુખાવો સાંધાઓનું અકડાઇ જવું, કમ્મરનો દુખાવો, હાથ પગનું રહી જવું, લકવો, નસોનુ ઢીલાપણું, સઘળી પ્રકારના વાયુ, શરદી, તાણુ, મુર્છા, આંકડી ધનુર વા વીગેરે રોગોમાં શરીરે ચોળવાથી વીજલીની માફક તુરત ફાયદો કરે છે.

---

સેંકડો દરદોમાં તાત્કાળીક અસર કરનાર એકજ ઔષધ

**અમૃતઃ—કીમ્મત શીશી એકનો રૂપીઓ એક.**

હરેક ગ્રહસ્થે અને વૈદશાળાએ જરૂર ઘરમાં રાખવુંજ જોઈએ કારણ આ અમૃત તે ખરેખરૂં અમૃતજ છે અને ખાવામાં ચોપડવામાં અને ચોળવામાં વાપરી શકાય છે. ટુંકમાં સરદી, સળેખમ, માથાનો દુખાવો, શૂળ, ચૂંક, વાયુ, બદહજમી, કોલેરા, મરડો, ઝાડા, ઉલટી, વીગેરેમાં તુરત ફાયદો કરે છે, ટુંકમાં આ દવામાં સઘળા ગુણો અમૃત બીંદુ જેવા છે. હરેક ગ્રહસ્થે એક શીશી પોતાના ઘરમાં રાખવી.

---

રોગી અને નિરોગી બન્નેને ફાયદો કરનાર

**સ્વાદીષ્ટ ચાટણુઃ-કીમ્મત નવટાંક ડબીના આના બાર.**

આ ચાટણુથી અરૂચી, આપૂરો, અપચો, અગ્નીની મંદતા, ભુખનું નહીં લાગવું, ખાટા ઓડકાર, અજીર્ણના ઝાડા, તાવ પછીની અરૂચી વીગેરેને દુર કરી, ભુખ લગાડી, ખોરાકને પચાવી, ઝાડાને નિયમીત કરે છે. એટલુંજ નહીં પણ અત્યંત સ્વાદીષ્ટ અને ષડરસ યુકત હોવાથી સારા માણસો પણ જમ્યા પછી ખાઇ શકે છે. જેઓ એક વાર વાપરે છે તેને છોડવું ગમતું નથી.

ખાસ માથાના રોગ માટે અકસીર દવા.

**મગજ શુદ્ધી ઘૃતઃ-કીમ્મત ડબી ૧ ના આઠ આના.**

આ દવા માથે ઘસવાથી માથાનો દુખાવો, ઝામર, મગજની નબલાઇ, ગરમી, શીર શૂળ, વીગેરેમાં તાત્કાળીક અસર કરે છે. એટલુંજ નહીં પણ શરીરના કોઇ પણ ભાગમાં થતો દુખાવો. કળતર ફાટ ચુંક, અને તમામ જાતની શરદી, વાયુ અને સળેખમમાં તુરત ફાયદો કરે છે.

# હમારા ઔષધાલયના નિયમો.

૧. સઘળી દવાઓ વિ. પી. પારસલથી મોકલવામાં આવે છે જેનો ટપાલ ખર્ચ મંગાવનારને શીર હોય છે.

૨. દવા મંગાવતી વખતે અથવા કાગળપત્ર લખતી વખતે માહકોએ પોતાનું શરનામુ ચોકસ અને સારે અક્ષરે લખવું અને એ પ્રમાણે દર વખતે શરનામુ લખતા રહેવું.

૩ દવાઓ મોકલતી વખત પૂરતી સંભાળ પુર્વક મોકલવામાં આવે છે. છતાં દવા પહોંચ્યા પછી કંઇ ફેરફાર દેખાય તો આઠ દીવસની અંદર લખવું.

૪. જેઓએ રૂપીઆ વીસની ઉપરની કીમ્મતની દવા મંગાવવી હોય તેણે પ્રથમ પત્ર લખીને ખુલાસો કરવો.

૫. આ સુચીપત્રની અગાઉ હમે જે જે ભાવો પ્રસીદ્ધ કરેલા તે હવેથી રદ કરવામાં આવે છે. માટે હવેથી આ સુચીપત્ર પ્રમાણે ભાવ લેવામાં આવશે.

૬. ભાવમા કે હિસાબમા કંઈ ભુલચુક થઇ હોય તો આઠ દીવસની અંદર ખબર આપવાથી ભુલચુક સુધારી લેવામા આવશે.

૭. હમારે ત્યાં દવાઓમાં કે પુસ્તકોમાં કમીશન આપવાનો રીવાજ નથી.

---

# વૈદરાજો માટે સગવડ.

હાલમા ગાંધીઓને ત્યાં દવા બનાવવાના ખરા વસાણા મળવા મુશ્કેલ પડે છે, અને મળે છે, તો ખોટાં. અને બનાવટી હોવાથી દવાઓ બગાડે છે, અને ગુણ કરતી નથી. માટે વૈદરાજોને દવામા નાખવાની ખરી વસ્તુ જોઇતી હોય તેમણે હમને લખવું કારણ હમે ઘણીખરી વસ્તુઓ બહારગામથી ખરી અને ખાત્રીલાયકની મંગાવીએ છેએ માટે જે વસ્તુ જોઇતી હોય તેના પ્રથમ ભાવ પુછાવી પછી જેટલી જોઇએ તેટલી મંગાવી લેવી, જેથી ખરી અને તાજી વસ્તુ મળી શકશે અને તમારી દવા ચોકસ ગુણ કરશે. પત્ર લખતી વખતે ટીકીટ બીડવી અથવા રીપ્લાઇ કાર્ડ લખવો.

પત્રવેહેવાર નીચેને સરનામે કરવો.

**વૈદ્ય ધીરજરામ દલપતરામ પ્રાણાચાર્ય.**

**રૂપાળાને ટેકરે—સુરત.**